# દ્રૌપદીનાં ચીર

[ ગાંધીજીકૃત પ્રસ્તાવના સહિત ]

લેખક

દેસાઈ વાલજી ગોવિન્દજી

જૈસી લાજ રાખી દ્રૌપદીકી, હોને ન દીની ઉઘારી,
ખૈંચત ખૈંચત દો ભુજ થાકે, દુઃશાસન પચિહારી,
ચીર બઢાયો મુરારિ,
અબકી ટેક હમારી, લાજ રાખો ગિરિધારી.

નવજીવન મુદ્રણાલય
અમદાવાદ

શિરછત્ર તીર્થરૂપ ભાઇ
દેસાઇ સુન્દરજી ગોવિન્દજીને
ચરણે

के तुमि फिरिछो पोरि प्रभुदेर साज ?
छद्मवेशे वाडे ना कि चतुर्गुण लाज ?
परवस्त्र अङ्गे तव होये अधिष्ठान
तोमारइ करिछे ना नित्य अपमान ?
बोलेछे ना, "ओ रे दीन, यत्ने मोरे धर
तोमार चर्मेर चेये आमि श्रेष्ठतर" ?
चित्ते यदि नहि थाके आपन संमान,
पृष्ठे तोबे कालो वस्त्र कलङ्क निशान ।
ओइ तुच्छ, टुपिखाना चडि तव शिरे
धिक्कार दिते छे ना कि तव स्वजातिरे ?
बोलिते छे, जे मस्तक आछे मोर पाय
हीनता घुचे छे तार आमारि कृपाय ।
सर्वाङ्ग लाञ्छना वहि ए कि अहङ्कार ?
ओर काछे जीर्ण चीर जेनो अलङ्कार ।

માલિકનાં લુગડાંમાં સજ્જ થઈ ફરનારા તમે કોણ છો ? આ વેશધારણથી ગુલામીની લાજ ચારગણી નથી વધતી ? પરવસ્ત્ર તારે શરીરે ચડીને તારું નિત્ય અપમાન નથી કરતું ? અને એમ નથી કહેતું, કે 'હે પામર પુરુષ, યત્નપૂર્વક મને પહેર; તારા ચામડા કરતાં હું શ્રેષ્ઠ છું' ? મનમાં આત્મસંમાન હોય નહિ, તો પછી પીઠ ઉપર કાળા વસ્ત્રનું કલંકનિશાન ચડે છે. હે તુચ્છ માણસ, ટોપી તારે માથે ચડીને તારી સ્વજાતિને ધિક્કાર નથી દેતી ? કહે છે, કે 'જે માથું મારા પગ આગળ છે, તેની હીનતા મારી કૃપાથી ઓછી થાય છે.' આખે શરીરે લાંછના વહેતાં આ અહંકાર શું ? એના કરતાં તો ફાટલતુટલ ગાભા પહેર્યાં હોય તોય શરીર શોભે.

રવીન્દ્રનાથ

# પ્રસ્તાવના

જેઓ ખાદીને ઐતિહાસિક દૃષ્ટિએ તપાસવા ઇચ્છે, અથવા રેંટિયામાં ધર્મ કેવી રીતે સમાયેલો છે એ જાણવા ઇચ્છે તેને ભાઇ વાલજી દેસાઇનાં આ પ્રકરણો પ્રસાદીરૂપ થઇ પડશે.

સત્યાગ્રહ આશ્રમ,
સાબરમતી,
તા. ૮-૩-'૩૦

મોહનદાસ કરમચંદ ગાંધી

# અનુક્રમણિકા

# સનાતન દ્રૌપદી

*'The Man with the Hoe'*

Bowed by the weight of centuries he leans
Upon his hoe and gazes on the ground,
The emptiness of ages in his face,
And on his back the burden of the world.
Who made him dead to rapture and despair,
A thing that grieves not and that never hopes,
Staid and stunned, a brother to the ox?
Who loosened and let down this brutal jaw?
Whose was the hand that slanted back his brow,
Whose breath blew out the light within his brain?

* * * *

Oh, masters, lords and rulers in all lands,
Is this the handiwork you give to God,
This monstrous thing distorted and soul-quenched?
How will you ever straighten up this shape,
Touch it again with immortality,
Give it the upward looking and the light;
Rebuild in it the music and the dream?

*Edward Markham*

# વેદ આદિમાં વસ્ત્રવિદ્યા

## ૧

અન્ન તથા વસ્ત્ર માણસજાતને અત્યન્ત આવશ્યક વસ્તુઓ છે, અને ઇતિહાસના પ્રભાતથી માંડીને જ ભારત-ભૂમિએ જગતની અન્ન-તથા વસ્ત્ર-પૂર્ણાની પદવી ભોગવી છે. ઈશુ પછી પહેલા શતકમાં એક ગ્રીક વેપારીએ સિન્ધુસાગર (હિન્દી મહાસાગર)ના પ્રવાસ તથા વેપારનું વર્ણન લખ્યું હતું. એમાં તે ભૃગુકચ્છ અથવા ભરૂચને બારીગાઝા અને સૌરાષ્ટ્ર(કાઠિયાવાડ)ને સીરાષ્ટ્રાની એવું નામ આપે છે, અને કહે છે, કે આ સ્થળેથી ઘઉં, ચોખા, ઘી, તેલ, †સાકર, સૂતરાઉ કાપડ, રેશમ અને ગળી* પરદેશ ચડતાં હતાં.

---

†આ ગ્રીક વેપારી સાકરનું 'સક્કરી નામના સાંઠામાંથી નીકળતું મધ' એવું નામ આપે છે. યુરોપના ઇતિહાસમાં સાકરના વેપારનો આ પ્રથમ ઉલ્લેખ છે. પ્લીની તો સાકરને ઓસડરૂપે જ જાણતો. શેરડીની ખેતી પ્રથમ આપણા દેશમાં જ થઈ જણાય છે.

*ગળી=અંગ્રેજીમાં 'ઇંડિગો,' અર્થાત્ 'હિન્દનો વાદળી રંગ.' નીકાસના બીજા પદાર્થનો વિચાર અહીં પ્રસ્તુત નથી, તો પણ એટલું નોંધવું ઠીક છે, કે આમાં લોઢા અને પોલાદનો તથા અબનુસના લાકડાનો પણ સમાવેશ થતો. રોમના બાદશાહ માર્કસ ઑરેલિયસના સમયમાં જે જે વસ્તુ ઉપર દાણ લેવાતું તેની

સિન્ધુ નદે આપણા દેશને, લોકોને તથા ધર્મને નામ આપ્યું એટલું જ નહિ, પણ એક જાતના કાપડને ગ્રીક લોકો 'સિંડોન' કહેતા તે પણ સિન્ધુ ઉપરથી. ઈશુના અક્ષરદેહ ઉપર છેલ્લા કરિયાવરરૂપે ચડેલા વસ્ત્રને ' સિંડોન ' નામ આપ્યું છે; એટલે એ રીતે પાવન થયેલું વસ્ત્ર કોઈ આર્ય કારીગરની કૃતિ જ હોવાનો સંભવ છે. પારસદેશના ઉચ્ચારણમાં સ્ નો હ્ થઈ જાય છે (સોમ–હોમ, અસુર–અહુર, ઇ.) એને આધારે પ્રોફેસર સેઈસ દલીલ કરે છે, કે હિન્દુસ્થાન અને યુફ્રેટિસ નદી વચ્ચે પ્રાચીન સમયમાં સમુદ્રમાર્ગે વ્યવહાર હતો, કારણ બેબિલન શહેરની એક પ્રાચીન કપડાંની ટીપમાં ' સિંધુ ' એવું નામ પણ છે. વળી ગ્રીક લોકો ઢાકાના કાપડને 'ગેંજેટિકા' એવું નામ આપતા, જે નામ એ કાપડ ગંગાને તીરે ઉપજતું એમ સૂચવે છે. થોડાંક જ શતક અગાઉ પાશ્ચાત્ય પ્રજાઓ રૂ જેવા પદાર્થમાં લગભગ સમજતી જ નહિ. પરંતુ આપણે ત્યાંથી તો ઈશુ પૂર્વે ચાર હજાર વર્ષે રૂ સમુદ્રમાર્ગે ઈરાનના અખાતમાં જતું, અને મિસરમાં પણ ઘણું જ વહેલું દાખલ થયું હતું. પ્રખ્યાત ગ્રીક ઇતિહાસકાર

---

ટીપમાં 'હિંદી લોઢું' પણ આવે છે. શાહનામામાં હિન્દી પોલાદનાં વખાણ કર્યાં છે. એદ્રિસિ કહે છે, ' હિન્દુઓ લોઢાની બનાવટમાં કુશળ છે. જગતમાં પ્રખ્યાતમાં પ્રખ્યાત તરવાર તેમના કારખાનામાં ઘડાય છે. હિન્દી પોલાદની ધાર નીકળે છે એને કોઈ ટપી શકે નહિ.' મધ્યકાલીન યુરોપમાં દમાસ્કસની તલવાર વખણાતી તે પણ મોટે ભાગે અહીંથી દમાસ્કસ ગયેલી. અબનુસનું લાકડું હિન્દમાં જ થાય છે, એમ લૅટિન ભાષાના મહાકવિ વર્જિલની કવિતામાં આવે છે(Sola India nigrum Fert ebenum-*Georg.* ii, 116, 117 ).

હેરોડોટસ કહે છે, કે હિંદુઓ તે સમયની મહાનમાં મહાન પ્રજા હતા, અને એના દિવસોમાં યુરોપિયન પ્રજાઓને રૂ એટલું અપરિચિત હતું, કે રૂનું એણે (૧-૧૦૬) 'હિંદુસ્થાનમાં એની જાણે ઉગતા ઝાડના ફળસ્વરૂપ ઊન જે ઘેટાની ઊન કરતાં વધારે સારી હોય છે' આમ વર્ણન કર્યું છે, અને વનસ્પતિ ઊન એવું નામ પાડ્યું છે. વેદમાં દેવદેવીએ વણેલ કપડાં પહેર્યાં હતાં એવાં વર્ણન આવે છે. લગભગ આજ લગી સૂતરાઉ કાપડની ઉત્પત્તિમાં આપણી પહેલી ખુરસી હતી. રોમન સામ્રાજ્યમાં તેમજ મધ્યકાલીન યુરોપમાં આપણા આછા કપડાની ભારે ખપત હતી, અને તેનું ઉંચું મૂલ ઉપજતું હતું. પ્રાચીન તથા મધ્યકાલીન ભારતની સમૃદ્ધિનો આ કાપડના ઉદ્યોગ ઉપર બહુ આધાર હતો, અને પ્લીનીના દિવસોથી માંડીને તે ઠેઠ કંપની બહાદરે બંગાળા પ્રાંત હાથ કર્યો ત્યાં લગી પશ્ચિમના દેશોમાં આપણો માલ જતો તેને સાટે આપણે અહીં સોનારૂપાનો ધોધ વહતો. ઢાકાનું કાપડ વિશેષે કરીને પ્રખ્યાત હતું. તેનો એક આખો તાકો ૨૦ વાર લાંબો અને ૧ વાર પહોળો *વીંટીની અંદરથી નીકળી શકતો. બસેં વર્ષ પહેલાં ૧૫ વાર લાંબો અને ૧ વાર પહોળો તાકો એટલો આછો બનાવી શકાતો કે તેનો તોલ ૯૦૦ ગ્રેઇન અથવા ચાર તોલા ઉપર સહજ ઉતરતો. સને ૧૮૪૦માં એવો જ તાકો ૧૬૦૦ ગ્રેન કરતાં હળવો નહોતો થઈ શકતો.

---

* આ કસોટી ઓછામાં ઓછી ૧૧૦૦ વર્ષ જૂની છે. આરબ વેપારી સુલેમાનના સં. ૯૦૭માં લખાયેલા પ્રવાસવર્ણનમાં એનો ઉલ્લેખ છે.

૧૦ વાર લાંબો અને ૧ વાર પહોળો આવો તાકો વણતાં પાંચ માસ લાગતા, અને વણવાનું કામ ચોમાસામાં જ ચાલતું, કારણ ભીની હવાને લીધે તાંતણો તૂટે નહિ. ૧૮૫૧માં ડા. ટેલરે લખ્યું હતું, કે એના દેખતાં એક વણકરે સૂતરનું કોકડું માપ્યું, તે શેર રૂએ ૨૫૦ માઇલ લાંબું થયું. આ કાપડને 'વણેલી હવા,' 'સંધ્યાકાળની ઝાકળ,' 'વહેતું પાણી' આવાં આવાં કાવ્યમય નામ મળતાં. પ્રવાસી ટેવર્નિયર લખે છે, કે ઇરાનનો એક એલચી સ્વદેશ પાછો ગયો, ત્યારે પોતાના રાજાને સારૂ રત્નજડિત શાહમૃગના ઇંડા જેવડું નાળિયેર લેતો ગયો, અને એને ઉખેળ્યું તો અંદરથી ૬૦ હાથ લાંબી પાઘડી નીકળી, તે એવી ઝીણી હતી કે હાથમાં રાખી છે એમ પણ કળાય નહિ.

આપણો આ એક અત્યન્ત મહત્ત્વનો રાષ્ટ્રીય ઉદ્યોગ પડી ભાંગ્યો, તેમાં મોટે ભાગે અંગ્રેજી રાજ્ય જવાબદાર છે. એ ઉદ્યોગ આપણે ત્યાંથી તદ્દન ઉડી ગયો, ને પશ્ચિમમાં જઈ બેઠો; એ આપણા વર્તમાન આર્થિક ઇતિહાસનો ભારે ગંભીર બનાવ છે. 'સુધરેલાં યાંત્રિક સાધન અને વિચારપૂર્વક ખેતી વંશપરંપરાપ્રાપ્ત હુશિયારી અને પ્રાથમિક વેપાર ઉપર કેવી જીત મેળવે છે એનો આ જાણવા જોગ દાખલો છે, એમ ઇમ્પીરિયલ ગેઝેટિયરમાં લખ્યું છે. તેની સાથે સાથે આ વાત પણ નોંધી છે, કે ૧૭૨૧માં(આજથી બસેં વર્ષ પૂર્વે) માંચેસ્ટરના લાભાર્થે ઇંગ્લંડની રાજસભાએ છાપેલ કાપડની આયાત બંધ કરી. અંગ્રેજ લોકો ન્યાય તથા નીતિના ખાં છે એવી વાત ચાલે છે; આ વાત જો ખરી હોય તો તેઓ માંચેસ્ટરથી આપણા

દેશમાં કાપડની આયાત થાય છે તે બંધ કરે. ‘ચટકતી ચાલે ચાલવાવાળા, મદોન્મત્ત આંખવાળા, માણસજાતના સ્વામી’ આમ પોતાને વર્ણવનારા અંગ્રેજ પોતાને જેનો ઉપયોગ નહિ એવાં ધોતિયાં વણે, અને નફો ખાઇને આપણી રાંકડી પ્રજાને વેચે, એ નેવનાં પાણી મોભે ચડે એવું કળિયુગનું કૌતુક છે, જે સગી આંખે ન દેખતા હોઈએ તો માનીએ પણ નહિ.

આપણે જોયું, કે વસ્ત્રવિદ્યા આપણા દેશમાં અત્યંત પ્રાચીન સમયથી પ્રતિષ્ઠા પામેલી છે. આપણા સાહિત્યમાં એ વિષયના કેટલાક ઉલ્લેખ આવે છે, તે નોંધી લેવા અર્થે આ લેખની પ્રવૃત્તિ છે. આટલા ઉપોદ્ઘાત પછી એ નોંધ કરીએ.

## ૨

## ઋગ્વેદ

એકે ઋચામાં રૂનું નામ આવતું નથી, તોપણ સિંધમાં પ્રાગૈતિહાસિક કાળના અવશેષ મળી આવ્યા છે, તે ઉપરથી તથા બીજે કારણે વિદ્વાનો માને છે, કે રૂ આપણા દેશની સ્થાનિક પેદાશ છે. ઘેટાં તથા ઊનનો કેટલેક ઠેકાણે નિર્દેશ કરેલો છે (૧–૧૨૬–૭). મરુતોએ ઊનના વાઘા પહેર્યા હોય છે ( ऊर्णा वसत। ૫–૫૨–૯ ). અગ્નિને ઊનની કિનારીવાળી વેદી ઉપર બેસવા નિમંત્રે છે (૬–૧૫–૧૬). દેવ પૂષા ઊન વણે છે ને નિખારે છે (૧૦–૨૬–૬ ). સિંધુને બહુ ઊનવાળી કહે છે (૧૦–૭૫–૮ ). સુવસ્ત્રી સ્ત્રીઓ (૪–૩–૨; जायेव सुवासाः। ૧૦–૭૧–૪; ૧૦–૧૦૭–૯) તથા સુંદર, સરસ બનાવેલાં કપડાં (૫–૨૯–૧૫ वस्त्रेव भद्रा सुकृता )ના ઉલ્લેખ મળે છે, પણ કપડાનો આકાર તથા તે શેનાં બનેલાં હતાં તે

કાંઈ જણાતું નથી; માત્ર અથર્વવેદ(૧૫–૨–૧)માં ઉષ્ણીષ અથવા પાઘડીનું નામ આવે છે.

વણવાની કળા સર્વવ્યાપી હતી. વે (=વણવું) ધાતુ સૂક્ત રચવાના સંબંધમાં લાક્ષણિક રીતે યોજેલો વારંવાર દૃષ્ટિએ પડે છે. ઇંદ્રે અહિનો વધ કર્યો એટલે દેવાંગનાઓએ ઇંદ્રના માનમાં ઋચા 'વણી' એવું આવે છે (अर्कमूतुः। ૧–૬૧–૮). વસ્ત્રવિદ્યા રાષ્ટ્રજીવન સાથે એટલી ઓતપ્રોત હતી, કે વેદના ઋષિઓને કવિતા રચવી એમ કહેવું હોય, ત્યાં તે કવિતા વણવી એમ સહજ કહી નાખતા. પવાયતની ક્રિયા પણ તે સમયે પ્રચલિત હતી. તૃત ઇંદ્ર આગળ રાવ ખાય છે, કે 'હું તારી સ્તુતિ કરું છું, તોય જેમ ઊંદર વણકરનું સૂતર ખાય તેમ ચિંતા મને ખાઈ જાય છે.'

मूषो न शिश्ना व्यदन्ति माध्यः
स्तोतारं ते शतक्रतो । ऋ० १–१०५–८ ।

यथा मूषिकाः शिश्नानि कुविन्देन वायितान्यन्नरसेन लिप्तानि सूत्राणि भक्षयन्ति । सायणः ।

આ ઋચામાં સૂતરને ચોખાનું પાણી કે એવું કાંઈક પાવાની ક્રિયાનું સૂચન છે; નહિ તો સૂતર ઊંદરને ભાવે નહિ. વળી સૂક્તને કાપડના થાન અથવા તાકાની ઉપમા આપે છે (૧–૧૧૩–૧૭). યજ્ઞને સૂતર(तन्तु)ની ઉપમા આપે છે, અને કવિ અગ્નિને સનાતન યજ્ઞ કરવા બોલાવે છે, ત્યારે તેને કહે છે:

तन्तुं तनुष्व पूर्व्यम् । ऋ० १–१४२–१ ।
तन्तुं विस्तृतं यज्ञं तनुष्व विस्तारय । सायणः ।

'પ્રાચીન તંતુને તું તાણ, અર્થાત લંબાવ.' યજ્ઞને પ્રાચીન સમયથી આજ સુધી ઋષિપરંપરા દ્વારા અવિચ્છિન્ન ચાલ્યા આવતા સૂતરની ઉપમા આપે છે ( दीर्घतन्तुः। ऋ० १०–६९-७). આજ દેશમાં કંઈક બુદ્ધિશાળી માણસ પડ્યા છે, જે રાષ્ટ્રની સ્વતંત્રતા જેવા ઉચ્ચ અભિલાષની સિદ્ધિને અર્થે પણ કાંતવામાં પોતાનું હીનપદ ગણે છે. મંત્રદ્રષ્ટા ઋષિઓ તો દેવ પાસે કંતાવતાંયે આંચકો ખાતા નહિ (૧–૧૬૪–૫; ૮–૧૩–૧૪; ૯–૨૨–૬, ૭; ૯–૮૬–૩૨ ). યજ્ઞમાં પોતાને કાંઈ સળ સૂઝતી નથી એમ ઋષિને સખેદ કહેવું હોય છે, ત્યારે તે કહે છે, 'હું તાણો કે વાણો જાણતો નથી, પુરોહિત યજ્ઞસભામાં જે થાન (યજ્ઞ) વણે છે તેયે હું જાણતો નથી.'

नाहं तन्तुं न विजानाम्योतुम् ।
न यं वयन्ति समरेऽतमानाः ॥ ऋ० ६–९–२ ॥

तन्तवः पटस्य प्रागायतानि सूत्राणि । ओतवस्तिरश्चीनानि सूत्राणि । उभयसाध्यः पटो यज्ञलक्षणो यं देवयजने ऋत्विजो वयन्ति तन्तूनोतूंश्च संतन्वन्ति । सायणः ।

અથર્વવેદમાં ઋચાઓને તાણો અને યજુર્વેદના મંત્રોને વાણારૂપે વર્ણવેલ છે:

ऋचः प्राचस्तन्तवो यजूंषि तिर्यञ्चः । अ० १५–३–६ ।

પ્રજાપતિના સૃષ્ટિરૂપ યજ્ઞનું વર્ણન પણ વણાટની પરિભાષામાં કરેલું આપણે જોઈએ છીએ:

यो यज्ञो विश्वतस्तन्तुभिस्तत
एकशतं देवकर्मभिरायतः ।
इमे वयन्ति पितरो य आययुः
प्रवयापवयेत्यासते तते ॥

पुमाँ एनं तनुत उत्कृणत्ति
पुमान्वितत्ने अधिनाके अस्मिन् ।
इमे मयूखा उपसेदुरू सदः
सामानि चक्रुस्तसराण्योतवे ॥
ऋ० १०–१३०–१,२ ।

'સર્વ દિશામાં તન્તુએ કરીને તાણેલા અને એક સો એક યાજ્ઞિકોએ વિસ્તારેલા યજ્ઞને અહીં આવેલા પિતૃઓ વણે છે; તેઓ તાણા પાસે બેઠા છે, ને કહે છે, "આગળ વણો, પાછળ વણો." પુરુષ (પુરાણપુરુષ—કદીમ) એને તાણે છે, ને ખોલે છે; આકાશ સુધી તેણે એ ખેંચ્યો છે. આ મેખ યજ્ઞસભામાં ખોડેલા છે; તેઓએ સામવેદના મંત્રોના કાંટલા બનાવ્યા છે.'

વણાટનું કામ વિશેષે કરીને સ્ત્રીઓને હસ્તક હશે એમ લાગે છે. ઉષા તથા રાત્રિને સાથે મળીને યજ્ઞરૂપ થાન વણતી સ્ત્રીવણકરની ઉપમા આપે છે (ઋ૦ ૨–૩–૬; ૨–૩૮–૪; ૧૦–૭૧–૧).

દિવસ તથા રાત્રિના અખંડ ચક્રનું સરસ વર્ણન અથર્વવેદ ૧૦–૭–૪૨ને મળતું તૈત્તિરીય બ્રાહ્મણમાં આવે છે, તે સાયણની વિશદ ટીકા સાથે નીચે ઉતાર્યું છે:

दे स्वसारो वयतस्तन्त्रमेतत् ।
सनातनं विततं षण्मयूखम् ।
अवान्यांस्तन्तून्किरतो धत्तो अन्यान् ।
नावपृज्याते न गमाते अन्तम् ॥ तै० ब्रा० २–५–५–३ ॥

अहश्च रात्रिश्चेते द्वे देवते स्वसारौ परस्परभगिन्यौ ते एतत्संवत्सरात्मकं तन्त्रं तन्तुनिष्पन्नं वस्त्रं वयतो यथा कुविन्दस्तन्तुभिर्वस्त्रं वयति निष्पादयत्येवमेते संवत्सरं निष्पादयतः । तच्च

संवत्सरात्मकं वस्त्रं कीदृशं सनातनमनादिकालसिद्धम् । नहि संवत्सर-प्रवाहस्यास्माभिर्दृश्यमान: आदिः कश्चिदस्ति । अत एव विततं वस्त्रगतदीर्घतन्तुवद्विस्तीर्णं षण्मयूख षट्संख्याका ऋतवो मयूखाः शङ्कुस्थानीया यस्य तादृशं कुविन्देन हि तन्तुप्रसारणाय शङ्कवो निखन्यन्ते तद्वद्‌ततव इत्यर्थः । कुलिन्दो हि वस्त्रनिर्माणकाले कांश्चिद्दीर्घ-तन्तूनधःकृत्वा मध्ये तिर्यक्तन्तून्धारयत्येवमेते अहोरात्रदेवते अन्यान् कांश्चिदहर्विशेषांस्तन्तूनस्तमयकालेष्ववकिरतोऽधोगतान् कुरुतः । अन्यांश्च रात्रिरूपांस्तन्तूनस्तमयादूर्ध्वं धत्तो धारयतः । एते अहोरात्र-देवते कदाचिदपि नावपृज्याते । तस्यैव व्याख्यानमन्तं न गमाते संवत्सरात्मकवस्त्रनिर्माणस्य समाप्तिं न गच्छतो निरन्तरं संवत्सरपरंपरां निष्पादयत इत्यर्थः ।

'નોખા નોખા રૂપરંગવાળી (विरूपे) બે તરુણ (युवती) બહેનો (ઉષા અથવા દિવસ અને રાત્રિ) આ (વર્ષરૂપી) વસ્ત્ર વણે છે. આ વર્ષવસ્ત્ર કેવું છે? તો કે સનાતન—અનાદિકાલસિદ્ધ છે, સંવત્સરપ્રવાહનો આરંભ આપણે દેખતા નથી. વળી એ વસ્ત્ર વિશાળ છે, ને એને ૭ ઋતુરૂપી ૭ મેખ ઉપર પાથરેલું છે. ઉષા તથા રાત્રિદેવી દિવસરૂપ કેટલાક તંતુને સંધ્યાકાળે નીચા કરે છે, અને બીજા રાત્રિરૂપ તંતુને ઊંચા ધરે છે. આ દેવીઓના વર્ષવસ્ત્રનિર્માણરૂપ વ્યાપારનો કદાપિ અંત આવતો નથી.'

અંતે અથર્વવેદનો એક મંત્ર ઉતારીએ, એના ઉપરથી એમ જણાય છે, કે પ્રાચીન સમયમાં પરણેવારને દિવસે વરરાજા કન્યાએ એને સારું વણેલું વસ્ત્ર ધારણ કરતો. સેક્સનીના ખેડૂતોમાં પણ એવી રીત છે, એમ વેબર કહે છે.

ये अन्ता यावतीः सिचो य ओतवो ये च तन्तवः।
**वासो यत्पत्नीभिरुतं** तन्नः स्योनमुपस्पृशात् ॥
अ० १४-२-५१ ॥

'બધા છેડા ને કોર, તાણા તથા વાણાના તાંતણા, પત્નીએ વણેલું વસ્ત્ર સુંવાળું ને સુખસ્પર્શ હો.' અથર્વવેદના દિવસોમાં ગમે તેમ હોય, પણ સાંપ્રત સમયમાં વિવાહવિધિમાં વરકન્યાને હસ્તમેળાપ વખતે સૂતરની વરમાળા પહેરાવે છે. વળી વરને પોંખવામાં ચાર વસ્તુ વપરાય છે એમાં એક તરાક હોય છે. ગૃહસ્થજીવનમાં અત્યંત આવશ્યક જાણીને આ વસ્તુઓની પસંદગી થઈ જણાય છે. તરાક ઉપરાંત કૃષિનું સૂચક ધોંસરું, ખેતરમાંથી અનાજ આવ્યા પછી એના ઉપર થતા સંસ્કારોનું સૂચક સાંબેલું, અને ગોરક્ષાનો સૂચક છાશ કરવાનો રવાયો હોય છે.

## ૩

## યાસ્કનું નિરુક્ત

तर्कु (તરાક)ની વ્યુત્પત્તિ વિચારતાં આ પ્રાચીન ભાષાશાસ્ત્રી મુંઝાયેલ હોય એમ લાગે છે. અંતે પહેલાછેલ્લા અક્ષરની અદલાબદલી થઈ ને कृत् (=કાંતવું)માંથી तर्क् બન્યું એવો એણે નિકાલ કર્યો:

अथाप्याद्यन्तविपर्ययो भवति।

## મનુસ્મૃતિ

મનુ લખે છે, કે બ્રાહ્મણનું જનોઈ રૂનું, ક્ષત્રિયનું શણનું ને વૈશ્યનું ઊનનું જોઈએ:

कार्पासमुपवीतं स्याद्विप्रस्योर्ध्ववृतं त्रिवृत्।
शणसूत्रमयं राज्ञो वैश्यस्याविकसौत्रिकम् ॥ २-४४ ॥

આ ભેદ કાળે કરીને તૂટી ગયા છે. ક્ષત્રિયવૈશ્ય મોટે ભાગે જનોઈ પહેરતા જ નથી. પણ આર્યસમાજને હાથે દીક્ષા પામેલ નવદ્વિજો પ્રથમ ન પહેરતા તે જનોઈ પહેરતા થયા છે. આમ યજ્ઞોપવીત ધારણ કરનારની તેથી કેવીક ઉન્નતિ થાય છે તે તો ભગવાન જાણે. ધર્મરક્ષા થાય કે નહિ, પણ જનોઈથી કૂંચીરક્ષા અવશ્ય થાય છે.

બીજા એક શ્લોકમાં એવી આજ્ઞા છે, કે વણકરને ૧૦ પલ(તોલ) સૂતર વણવા આપ્યું હોય તો પવાયતને કારણે એણે પાછું ૧૧ પલ કાપડ આપવું; તેથી ઓછું આપે તો રાજાએ દંડ દાખલ એની પાસેથી સૂતર વણવા દેનારને ૧૨ પણ (૮૦ કોડી =૧ પણ) અપાવવા:

तन्तुवायो दशपलं दद्यादेकपलाधिकम् ।
अतोऽन्यथा वर्त्तमानो दाप्यो द्वादशकं दमम् ॥
अ० ८–३९७ ॥

वस्त्रनिर्माणार्थं दशपलानि सूत्रं गृहीत्वा पिष्टभक्ष्याद्यनुप्रवेशादेकादशपलं वस्त्रं दद्यात् । यदि ततो न्यूनं दद्यात्तदा द्वादशपणान् राज्ञा दाप्यः स्वामिनश्च तुष्टिः कर्तव्येव ॥ कुल्लूकभट्टः ।

બીજી એક આજ્ઞા એવી છે, કે રૂ, રેશમ કે ઊનની કોઈ ચોરી કરે તો તેણે પ્રાયશ્ચિત્તરૂપે ત્રણ દિવસ દૂધભર રહેવું. આજ સ્થિતિ એવી છે, કે આમ દૂધ મળતું હોય તો આપણે નિત્ય ઊઠીને રૂની ચોરી કરીએ.

कार्पासकीटजोर्णानां द्विशफैकशफस्य च ।
पक्षिगन्धौषधीनां च रज्ज्वाश्चैव त्र्यहं पयः ॥
अ० ११–१६८ ।

## પતંજલિનું વ્યાકરણમહાભાષ્ય

વ્યાકરણગ્રન્થમાં સૂતર ને કાપડની વાત આવે એવું કોણ ધારે? પણ ૧૯૨૧માં મારા વૈયાકરણ મિત્ર અધ્યાપક કાશીનાથ વાસુદેવ અભ્યંકરે વ્યાકરણમહાભાષ્યમાંથી એક સરસ દાખલો કાઢી આપ્યો હતો:

कश्चित्तन्तुवायमाह । अस्य सूत्रस्य शाटकं वयेति । स पश्यति यदि शाटको न वातव्योऽथ वातव्यो न शाटकः शाटको वातव्यश्चेति विप्रतिषिद्धम् । भाविनी खल्वेतस्य संज्ञाऽभिप्रेता स मन्ये वातव्यो यस्मिन्नुते शाटक इत्येतद् भवतीति ।

'કોઇએ વણકરને કહ્યું, "આ સૂતરનો સાડલો વણ." આ વચનમાં વિરોધાભાસ છે. જો સાડલો હોય તો વણવાનો ન હોય, વણવાનો હોય તો સાડલો ન હોય. ભવિષ્યમાં બનનારી વસ્તુને ઉદ્દેશીને "સાડલો" શબ્દ આમાં યોજાયેલ છે. તે વણવાનો છે, જે વણાતાં સાડલો બનશે.'

## ઠાકોરજીના વાઘા

શ્રાવણ સુદી બારશ( પવિત્ર દ્વાદશી )ને દિવસે ઠાકોરજીને સૂતરની માળા ધરાય છે:

*श्रावणस्य सिते पक्षे कर्कटस्थे दिवाकरे ।
द्वादश्यां वासुदेवाय पवित्रारोपणं स्मृतम् ॥

हेमाद्रि–विष्णुरहस्य ।

રામાર્ચનચન્દ્રિકામાં લખ્યું છે કે એ સૂતર બ્રાહ્મણીના હાથનું કાતેલું હોવું જોઇએ:

---

* આમાંના કેટલાક આધાર ગોતવામાં મારા મિત્ર શાસ્ત્રી વિશ્વનાથ દેવનાથે મને સહાયતા કરી છે.

हेमरौप्यताम्रक्षौमैः सूत्रैः कौशेयपद्मजैः ।
कुशैः काशैश्च कार्पासै **ब्राह्मण्या कर्त्तितैः** शुभैः ॥

સ્મૃતિકૌસ્તુભમાં લખે છે, કે એ સૂતર કુમારિકાનું કાંતેલું હોવું જોઇએઃ

हेमरौप्यताम्रान्यतरसूत्रस्य **कुमारीकर्त्तित**कार्पाससूत्रस्य वा ।

આમ એક દિવસ ધરવાનું સૂતરેય હાથનું કાંતેલ જ જોઇએ, તો પછી ઠાકોરજીની મૂર્તિને સજાવવાના વાઘામાં ગોમાંસભક્ષીએ બનાવેલું અથવા ચરબી પાયેલું ભ્રષ્ટ કપડું વૈષ્ણવો કેમ વાપરતા હશે? ઠાકોરજીને તો હાથેથી પ્રેમપૂર્વક કાંતેલું તથા વણેલું વસ્ત્ર જ શોભે. વસ્ત્રશુદ્ધિ અન્નશુદ્ધિ કરતાં ઓછી મહત્ત્વની નથી. અને ઠાકોરજીને શોભે તે જ ભક્તોને પણ શોભે.

## યજ્ઞોપવીત

ધર્મસિંધુનો કર્ત્તા કાશીનાથ લખે છે, કે બ્રાહ્મણની જનોઇનું સૂતર બ્રાહ્મણીઓનું અથવા વિધવા આદિનું કાંતેલું હોવું જોઇએઃ

• **कार्पासं यज्ञोपवीतम्** । तन्निर्माणप्रकारः । ब्राह्मणेन ब्राह्मणस्त्रीभि**र्विधवादिभिश्च निर्मितं** सूत्रं ग्राह्यम् ।

બૌધાયન કહે છે, કે એ સૂતર બ્રાહ્મણે, બ્રાહ્મણકન્યાએ અથવા બ્રાહ્મણવિધવાએ કાંતેલું હોવું જોઇએઃ

ब्राह्मणकन्यया वा ब्राह्मण**विधवया** वा . . . निर्मितं सूत्रं गृहीत्वेत्यादि । ब्राह्मणेन तत्कन्यया वा कृतं सूत्रमानीयेत्यादि ।

બીજા એક ગ્રંથમાં લખે છે, કે એ સૂતર કુમારિકા વિધવા આદિનું કાંતેલું હોવું જોઇએઃ

छेदे विनाशे वा स्नातः कन्यया निर्मितं शुभम् ।
विधवाद्याभिरथवा सूत्रं गृह्णीत वै शुचिः ॥

આ ત્રણે સ્થળે 'વિધવા' શબ્દ આવે છે તે બહુ અર્થપૂર્ણ છે. આજ કેટલીક નાતનાં મહાજન નાતની વિધવાઓને અનાજ કે એવું પૂરું પાડે છે. આમ મદદ કરવાનો સિદ્ધાન્ત સરસ છે, પણ મદદ કરવાની રીત અયોગ્ય હોવાથી આળસને ઉત્તેજન મળે છે. દાણા દેવાને બદલે રેંટિયા અને રૂ વિધવાઓને અપાય, ને એના કાંતેલા સૂતરનું કપડું વણાવીને ગામમાં ને ગામમાં જ વપરાય તો બધા પક્ષને લાભ થાય. પોતે સ્વાશ્રયી તથા સ્વમાનવતી છે એમ વિધવાઓને લાગે, ને એનું જીવન શુભપ્રવૃત્તિમય બને. અને બીજી તરફથી મહાજનનો ભાર ઓછો થાય, અને કાપડના પૈસા ગામમાં ને ગામમાં જ રહે

# રેંટિયો રાજા અને તકલી રાણી

આપણો દિવસ હજી ફરી ગયો નહોતો, આળસે દેશમાં હજી ઘર કર્યું નહોતું તે સમયે રેંટિયો આપણા ઘરની રંગભૂમિ ઉપર સર્વવ્યાપી સૂત્રધાર હતો અને તકલી જનમનોરંજની થૈ થૈ નાચતી નટડી હતી. એ ભવ્ય દશાને સૂચવનારાં અનેક ચિત્રો પ્રાચીન સાહિત્યમાં અંકિત જોવામાં આવે છે. આવાં ત્રણ ચિત્ર ઉપર આજ આંખ ફેરવીએ.

જૈનોનું પિંડનિર્યુક્તિ નામે એક શાસ્ત્ર છે, તેમાં કઈ કઈ સ્થિતિમાં સાધુને ગૃહસ્થને ઘેરથી પિંડ(આહાર) ખપે અથવા ન ખપે એ વિષયે ઝીણા ઝીણા નિયમ બાંધેલા છે. આને અંગે એક પ્રસંગ એવો કલ્પ્યો છે, કે કોઇ સ્ત્રી કાંતતી હોય છે, ત્યાં એનો છોકરો ખાવાનું માગે છે:

**काचित्कर्त्तनं कुर्वती भोजनं याचमानं बालकं प्रति वदति ।**

બાઈએ બાળકને કહ્યું,

**कंतामि ताव पेळुं**
**तो ते देहामि पुत्त मा रोव । ३५ ।**

**कृणन्मि तावदिदं पेळुं सूतपूणिका ततः पश्चात्ते तुभ्यं दास्यामीति मा रोदीः ।**

'જો હું આ પૂણી કાંતું છું, તે પૂરી કરીને પછી તને ખાવા દઈશ. રો મા.'

કાંતી નહિ જાણનાર વાચકને એમ કદાચિત્ થાય, કે આ તે કેવી માતા ? ખાવાનું દઈને પૂણી નહિ પૂરી થતી હોય ? પણ જેમ સરસ વાર્તા વિષયે કહેવાય છે, કે એક વાર વાંચવા માંડ્યા પછી પૂરી કર્યા વિના હાથમાંથી હેઠી મૂકવી જ ન ગમે, એવી જ સ્થિતિ પૂણી વિષયે પણ છે તે કાંતી જાણનારને સમઝાવવું નહિ પડે.

અથવા આ બાઈ કાંતી કાંતીને પોતાના બાળકનો નિર્વાહ કરતી કોઇ વિધવા હોય, તો પણ કોણ જાણે ?

× × × ×

બીજાં એય ચિત્ર બૌદ્ધ શાસ્ત્રમાંથી છે. ધમ્મપદટ્ઠકથામાં એવી એક વાત આવે છે (૧૬-૧), કે શ્રાવસ્તીમાં એક કુટુમ્બમાં માતાપિતાને એક જ પુત્ર હતો. એકના એક પુત્ર ઉપર માબાપના હેતનું પૂછવું જ શું ? એક દિવસ ભિક્ષુઓને ઘેર જમવા તેડ્યા હશે એની ધર્મકથા સાંભળીને આ તરુણને પ્રવ્રજ્યા(સંન્યાસ) લેવાનું મન થયું. માબાપ પાસે યાચના કરી, પણ એનો હા પાડતાં કેમ જીવ ચાલે ? જુવાને માબાપનું ધ્યાન ચૂકાવીને ભાગી છૂટવાનો નિશ્ચય કર્યો. હવે પિતા બહાર જાય તો માતાને ચેતવતો જાય, કે 'છોકરાનું ધ્યાન રાખજો,' અને માતા બહાર જાય તો પિતાને પુત્ર ભળાવતી જાય. આમ કરતાં એક દિવસે પિતાને બહાર જવાનું થયું, એટલે પુત્રરક્ષા કરવાને ઉત્સુક માતા એક બારસાખનું ઓઠીંગણુ કરી બીજે બારસાખે પગ રાખીને ભૂમિ ઉપર બેઠી, અને બેઠી બેઠી સૂતર કાંતવા મંડી.

अथस्स एकदिवसं पितरि बहिगते माता पुत्तं रक्खिस्सामीति एकं द्वारबाहं निस्साय एकं पादेहि उप्पीळेत्वा छमाय निसिण्णा सुत्तं कन्तति ।

ભોળી માતાને ઉંઠાં ભણાવીને નિષ્ઠુર પુત્ર ભાગી જાય છે, પણ આપણે એટલે સુધી વાર્તા નહિ લંબાવીએ, અને કાંતતી કાંતતી પુત્રનું રખોપું કરતી જનેતાને લળીલળીને વંદના કરીને આપણે માર્ગે પડીએ.

× × × ×

ધમ્મપદટ્ઠકથા (૧૮–૩)માં જ બીજી એક એવી વાત છે, કે એક ભિક્ષુ હતો એને કોઈ શ્રાવકે આઠ હાથ લાંબો જાડો દોઢ જેવો ખાદીનો તાકો ભિક્ષામાં આપ્યો; પોતાને ગામ આવીને એ થાન એણે પોતાની મોટી બહેનને સાચવવા આપ્યું. 'મારા વીરાને તો આ લૂગડું કરડશે. આવું લૂગડું તે એને શોભે?' એમ કરીને બહેને તીક્ષ્ણ છરીએ એ કટકો કાપીને હીરહીર જેવો કર્યો, ખાંડણિયે ખાંડ્યો, પીંજ્યો, ઝૂડ્યો, સબકાવ્યો અને પછી એમાંથી ઝીણું સૂતર કાંતીને વણાવ્યું:

सा न मे एस साटको भातु अनुच्छविको ति तिखिणाय वासिया छिन्दित्वा हीरहीरं कत्वा उदुक्खले कोट्टेत्वा पिञ्जेत्वा पोथेत्वा वट्टेत्वा सुखुमसुत्तं कन्तित्वा साटकं वायापेसि ।

ભિક્ષુએ ચીર શીવડાવવાની જોગવાઈ કરીને લૂગડું માગ્યું, તો બહેને નવ હાથ લાંબું થાન કાઢીને નાના ભાઈના હાથમાં મૂક્યું. ભિક્ષુએ તે લીધું, પહોળું કર્યું અને કહ્યું,

मम साटको थूलो अट्टहत्थो । अयं सुखुमो नवहत्थो । नायं मम साटको । तुम्हाकं एस । न मे इमिना अत्थो । तमेव मे देथाति ।

'મારું કપડું જાડું ને આઠહથું હતું. આ ઝીણું ને નવહથું છે. આ લૂગડું મારું નહિ, તમારું છે. મારે એનું કામ નહિ. મને મારું હતું તે જ આપો.'

બહેને ઘણું કહ્યું, કે 'આ તમારું જ કપડું છે,' પણ ભાઈ માને નહિ. પછી બહેને બધો ઇતિહાસ એની આગળ વર્ણવ્યો, ને લૂગડું આપવા માંડ્યું તે ભિક્ષુએ લીધું.

આ પ્રમાણે જાડા વસ્ત્રમાંથી ઝીણું નીપજી શકે કે નહિ એ તો જ્ઞાની જાણે. પણ આપણે જ્ઞાની આગળ પૂછપરછ શું કામ કરવી પડે? કારણ, બહેનના પ્રેમકોશમાંથી પણ અશક્ય શબ્દ જો નીકળી પડે, તો તો પૃથ્વી રસાતળ જ જાય.

## અંતકાળનું આશ્વાસન

બૌદ્ધ ધર્મગ્રન્થ અંગુત્તરનિકાય ( છક્કનિપાત, સારાણીયવગ્ગ, ૧૬, ૧–૨ )માંથી નીચલો પ્રસંગ ગુજરાતી અનુવાદ સહિત ઉતારેલ છેઃ

एकं समयं भगवा भग्गेसु विहरति सुंसुमारगिरे मेसकाळावने मिगदाये । तेन खो पन समयेन नकुलपिता गहपति आबाधिको होति दुक्खितो बाळ्हगिलानो । अथ खो नकुलमाता गहपतानी नकुलपितरं गहपतिं एतद् अवोचः—

मा खो त्वं गहपति सापेक्खो कालं अकासि । दुक्खा गहपति सापेक्खस्स कालकिरिया गरहिता च भगवता सापेक्खस्स कालकिरिया । सिया खो पन ते गहपति एवं अस्स 'नकुलमाता गहपतानी ममच्चयेन न सक्कोति दारके पोसेतुं घरावासं संथरितुं' ति । न खो पन एतं गहपतिं एवं दट्ठब्बं । कुसलाऽहं गहपति कप्पासं कन्तितुं वेणिं ओलिखितुं सक्कोमऽहं गहपति तवच्चयेन दारके पोसेतुं घरावासं संथरितुं । तस्मा ति ह त्वं गहपति मा सापेक्खो कालं अकासि । दुक्खा गहपति सापेक्खस्स कालकिरिया, गरहिता च भगवता सापेक्खस्स कालकिरिया ।

सिया खो पन ते गहपति एवं अस्स 'नकुलमाता गहपतानी ममच्चयेन अञ्ञं घरं गमिस्सतीति'। न खो पन एतं गहपति एवं दट्ठब्बं। त्वं चेव खो गहपति जानासि अहं च यथा नो सोळसवस्सानि गहट्ठकं ब्रह्मचरियं समाचिण्णं। तस्मा ति ह त्वं गहपति मा सापेक्खो कालं अकासि। दुक्खा गहपति सापेक्खस्स कालकिरिया गरहिता च भगवता सापेक्खस्स कालकिरिया।

ગૃહપતિ નકુલપિતા વ્યાધિથી અત્યન્ત પીડા પામતા હતા: પછી ગૃહપત્ની નકુલમાતાએ ગૃહપતિ નકુલપિતાને કહ્યું, "હે ગૃહપતિ, તમે એક ક્ષણ પણ ચિન્તા કરો મા. ચિન્તાતુર માણસનું મોત બગડે છે, અને ભગવાને એવા મોતની નિંદા કરી છે. કદાચ તમને વિચાર થાય, 'કે મારું ગામતરું થતાં નકુલમાતા છોકરાંનું પોષણ નહિ કરી શકે.' પણ એ વિચાર મનમાંથી કાઢી નાંખો. હું રૂ કાંતવામાં તથા માથું ઓળવામાં કુશળ છું, એટલે તમારું ગામતરું છતાં છોકરાંને રૂડી રીતે ઉછેરી શકીશ. એટલે ચિન્તા મૂકીને ભગવાનનું નામ લ્યો, જેથી તમારા આત્માનું કલ્યાણ થાય.

"વળી કદાચ તમને એવું ભય હોય, કે નકુલમાતા બીજું ઘર કરશે તો? પણ એવી બીક પણ નિષ્કારણ છે. તમે જાણો છો, કે આજ સોળ વર્ષ થયાં આપણે ગૃહસ્થ-બ્રહ્મચર્ય પાળ્યું છે. એટલે આ સંસારના વિચારમાત્ર છોડી ભગવાનના ચરણનું શરણ લ્યો, જેથી ભવસાગર તરી જાઓ."

## સૂત્રશક્તિ અથવા આર્દ્રકકુમાર

મગધદેશમાં વસન્તપુર નગરમાં એક દંપતી રહેતાં હતાં, તે ધર્મઘોષાચાર્યના ઉપદેશથી વિરક્ત થઇને સંસાર છોડીને ચાલી નીકળ્યાં. સંયમ લીધો તો ખરો, પણ બેયનું મન એકબીજા પ્રત્યે ખેંચાયા કરે; અને આમ વ્રતની વિરાધના ખમાય નહિ એટલે અંતે કાયર થઇને ભક્ત-પ્રત્યાખ્યાન(અન્નત્યાગ) કરીને મરણ પામ્યાં. બીજે ભવે વર આર્દ્રપુરમાં આર્દ્રકને ઘેર અવતર્યો અને વહુ વસન્તપુરમાં જ શ્રેષ્ઠિકન્યારૂપે અવતરી. આ જન્મેય આર્દ્રકકુમારને સંન્યાસ લેવાની તીવ્ર ઇચ્છા થઈ; પણ એના પિતાને એ રુચતી વાત નહોતી, એટલે તેણે કુમારની ચોકી કરવા ૫૦૦ રાજપુત્રને રાખ્યા. પણ જાનારને કોણ રોકી શકે? એક દિવસ આર્દ્રકકુમાર ઘોડા ખેલાવવા ગયા હતા ત્યાંથી પવનવેગી ઘોડા ઉપર તે ભાગી છૂટયા. હજી તમારે ભોગ રહી ગયા છે, યોગને હજી વાર છે એવી દિવ્ય ચેતવણી મળી, તેનો અનાદર કરીને આર્દ્રકકુમારે ત્યાગની દીક્ષા લીધી.

આમ વિહાર કરતાં કરતાં તે વસન્તપુર આવી ચડ્યા, ને ત્યાં શેઠની દીકરીએ એને આ પોતાનો પૂર્વભવનો સ્વામી છે એમ ઓળખી કાઢયા. છેવટે આર્દ્રકકુમાર એ બાઈને પરણ્યા અને વળી પાછા ગૃહસ્થાશ્રમી થયા. કાળે કરીને બાઈને પુત્ર અવતર્યો. પછી આર્દ્રકકુમાર એને કહે,

साम्प्रतं ते पुत्रो द्वितीयोऽभून्निर्वाहकः। अहं च स्वकार्यमनुतिष्ठामि ।*
'હવે તને આ પુત્રનો આધાર થયો, એટલે હું મારે માર્ગે પડું.' બાઈને આ વાત વજ્ર જેવી લાગી, એને ભારે ધ્રાસકો પડ્યો, અને પતિના મનમાંથી આ વિચાર કેમ કરીને કાઢવો એ પ્રશ્નમાં તે ગુંચવાઈ ગઈ. અન્તે પુત્રવાત્સલ્યને લીધે આ ગુંચ અકસ્માત ઉકલી.

तया सुतव्युत्पादनार्थं कार्पासकर्त्तनमारब्धम् ।

બાઈએ પુત્રને વસ્તુસ્થિતિ જણાવવા સારુ કાંતવા માંડ્યું. બાળકે પૂછ્યું,

किमम्बैतद् भवत्या प्रारब्धम् ।

'મા, મા, આ શું કરવા મંડી?' માએ કહ્યું,

वत्स तव पिता प्रव्रजितुकामः । त्वं चाद्यापि शिशुरसमर्थोऽर्थार्जने । ततोऽहमनघाऽनिन्द्येन विधिनाऽऽत्मानं भवन्तं च पालयिष्यामीत्यालोच्यंदमारब्धमिति ।

'જો, દીકરા, આ તારા બાપ આપણને મૂકીને ભાગી જાય છે, અને તું હજી બાળક તથા અશક્ત રહ્યો, એટલે નિષ્પાપ હું આ અનિન્દ્ય વિધિએ કરીને તારું તથા મારું પોષણ કરીશ એમ ધારીને કાંતવાનો આદર કર્યો છે.'

બાળક તરત બધું સમજી ગયો, અને બાપને બાંધી રાખવાની યુક્તિ પણ એને જડતાં વાર ન લાગી.

तेनापि बालकेनोत्पन्नप्रतिभया तत्कर्त्तितसूत्रेणैव क्वायं मद्बद्धो यास्यतीति मन्मनभाषिणोपविष्ट एवासौ पिता परिवेष्टितः ।

---

* આ પછીનો વૃતાન્ત શીલાંકાચાર્ય તથા હેમવિમલસૂરિકૃત સૂત્રકૃતાંગસૂત્ર(શ્રુતસ્કન્ધ બીજો, અધ્યયન છઠ્ઠું)ની ટીકાઓ મેળવીને ઉપજાવ્યો છે.

માએ કાંતેલ સૂતર જ તે પિતાને શરીરે વીંટવા મંડચો, અને કાલીકાલી ભાષામાં બોલ્યો, 'હવે તો મેં તમને ઠીક બાંધ્યા છે, હવે ક્યાં ભાગી જવાના હતા?'

પિતાને ત્યાગ પ્રાણ કરતાંયે પ્રિય હતો, પણ આ કાચા સૂતરના તાંતણાનું બંધન કેમ કરીને ત્રુટે?

तेनापि चिन्तितम् । यावन्तोऽमी बालककृतवेष्टनतन्तवस्तावन्त्येव वर्षाणि मया गृहे स्थातव्यमिति । निरूपिताश्च तन्तवो यावद् द्वादश तावन्त्येव वर्षाण्यसो गृहवासे व्यवस्थितः । पूर्णेषु द्वादशसु संवत्सरेषु गृहान्निर्गतः प्रव्रजितश्च । ततोऽसौ सूत्रार्थनिपुणः ।

એણે વિચાર્યું, 'આ બાળકે મને જેટલા આંટા લીધા છે, એટલાં વર્ષ હજી ગૃહસ્થ રહું.' તંતુ જોયા તો બાર હતા, એટલે બાર વર્ષ ગૃહસ્થ રહી, બાર વર્ષ ભર્યાં થયે ઘેરથી ચાલી નીકળ્યા અને સંયમ લીધો. પછી તો તે જૈનધર્મના મહાન પ્રભાવક સાધુ થયા.

એક દિવસે એવું બન્યું, કે આર્દ્રકકુમારના દર્શનમાત્રથી જ મદોન્મત્ત ગજરાજને બાંધેલું રાંઢવું વનમાં ત્રુટી પડ્યું.

आर्द्रककुमारदर्शनादेव हस्ती बन्धाद्विमुक्तः ।

રાજાને આ સાંભળીને ભારે આશ્ચર્ય થયું, અને તેણે સાધુને પૂછ્યું, 'આ કેમ બન્યું? આપનો પ્રભાવ મહાન્ જણાય છે.' આર્દ્રકકુમારે પડઉત્તર વાળ્યું:

राज्ञा च विदितवृत्तान्तेन महाकुतूहलपूरितहृदयेन पृष्टो भगवन् कथं त्वद्दर्शनतो हस्ती निरर्गलः संवृत्तः । महान् भगवतः प्रभाव इत्येवमभिहितः सन्नार्द्रककुमारोऽब्रवीदुत्तरम् ।

ण दुक्करं वा णरपासमोयणं

गयस्स मत्तस्स वणंमि रायं ।

एयं तु मज्झं पडिहाइ दुक्करं
बद्धस्य तक्कावलिएण तंतुणा ॥
( न दुष्करं वा नरपाशमोचनम् ।
गजस्य मत्तस्य वने हि राजन् ।
एतत्तु मह्यं प्रतिभाति दुष्करम्
बद्धस्य तर्कुकावलितेत तन्तुना ॥ )

'હે રાજન્, વનમાં ઉન્મત્ત હાથીને પગે માણસે બાંધેલ પાશ ત્રુટે એ તો મારે મન તુચ્છ વસ્તુ છે. તરાકે જેને વળ દીધો છે એવા તાંતણાથી બંધાયેલ માણસ છૂટે એ જ મુજને કઠણુ લાગે છે.'

# જાતકમાં તકલી

બૌદ્ધ ધર્મગ્રન્થ જાતક (મહાઉમ્મગ્ગ જાતક અં૦ ૫૪૬)માં એક વાત આવે છે, જે ઉપરથી જણાય છે, કે એ વાત લખાઈ તે સમયે દેશમાં રૂ એવું સરસ પાકતું કે તે તાંતે ચડાવ્યા વિનાય કાંતી શકાતું. વળી ખેતર સાચવનારી બાઈને ખેતર સંભાળતી સંભાળતી કાંતતી વર્ણવેલ છે, એટલે તે તકલીએ જ કાંતતી હશે એ પણ સ્પષ્ટ છે.

વાર્તા નીચે મૂળ પાલી, સંસ્કૃત છાયા, તથા ગુજરાતી અનુવાદ સાથે આપી છેઃ—

एका कप्पासक्खेत्तरक्खिका इत्थि खेतं रक्खन्ती तत्थ एव परिसुद्धं कप्पासं गहेत्वा सुखुमसुत्तं कन्तित्वा गुळं कत्वा उच्छंगे ठपेत्वा गामं आगच्छन्ती पण्डितस्स पोक्खरणियं नहायिस्सामीति साटकस्स उपरि सुत्तगुळं ठपेत्वा नहायितुं ओतरी । अपरा इत्थि तं दिस्वा लुद्धचित्ता तं गहेत्वा अहो मनापं सुत्तं तया अम्म कतं ति अच्छरं पहरित्वा ओलोकेन्ती विय उच्छंगे कत्वा पक्कामि । तं पुरिमनयेन एव वित्थारेतब्बम् । पण्डितो चोरिं पुच्छित्वा त्वं गुळं करोन्ती किं अन्तो पक्खिपित्वा अकासीति । कप्पासफलत्थिं सामीति । इतरं पुच्छि सा तिम्बरुअत्थिं ति आह । सो उभिन्नं कथं परिसं गाहापेत्वा सुत्तगुळं निब्बेठापेत्वा तिम्बरुअत्थिं दिस्वा तं चोरिभावं संपतिच्छापेसि । महाजनो हट्ठतुट्ठो सुविनिच्छितो अट्टो ति साधुकारसहस्सानि पवत्तेसि ॥

[ एका कार्पासक्षेत्ररक्षिका स्त्री क्षेत्रं रक्षन्ती तत्रैव परिशुद्धं कार्पासं गृहीत्वा सूक्ष्मसूत्रं कर्तित्वा गुटिकां कृत्वा उत्सङ्गे स्थापयित्वा ग्राममागच्छन्ती पण्डितस्य पुष्करिण्यां स्नास्यामीति शाटकस्योपरि

सूत्रगुटिकां स्थापयित्वा स्नातुमवतीर्णा । अपरा स्त्री तद् दृष्ट्वा लुब्धचित्ता तद् गृहीत्वा अहो मनोहरं सूत्रं त्वया हे अम्ब कृतमिति अक्षरं प्रहृत्य अवलोकमानैव उत्सङ्गे कृत्वा प्रक्रान्ता । तत् पूर्वनयेनैव विस्तारयितव्यम् । पण्डितश्चौरिकां पृष्ट्वा त्वं गुटिकां कुर्वती किं अन्तः प्रक्षिप्य अकार्षीरिति । कार्पासफलास्थि स्वामिन्निति । इतरामपृच्छत् । सा तिम्बर्वस्थीत्याह । स उद्भिन्नां कथां परिषदा ग्राहयित्वा सूत्रगुटिकां निर्वेष्ट्य तिम्बर्वस्थि दृष्ट्वा तं चौर्यभावं संप्रत्ययस्थापयत् । महाजनो हृष्टतुष्टो सुविनिश्चितोऽर्थ इति साधुकारसहस्राणि प्रावर्तयत् । ]

"એક કપાસના ખેતરની રખવાળણે ખેતરની ચોકી કરતાં કરતાં ત્યાં જ ચોકખું રૂ લીધું, ઝીણું સૂતર કાંત્યું અને સૂતરનો દડો કર્યો. દડો ખોળામાં લઈને ગામમાં આવતાં પંડિતના તળાવમાં નાઉં એમ વિચારીને, સાડલા ઉપર સૂતરનો દડો મૂકીને તે નાવા ઉતરી. બીજી સ્ત્રીએ તે દડો દીઠો, એનું મન તેમાં લલચાણું, એટલે તેને ઉપાડીને, 'વાહ, કેવું સુંદર સૂતર છે! આ, બાઈ, તેં જ કાંત્યું કે?' એમ કહી, ચપટી વગાડી, જાણે નિહાળીને જોવું હોય તેમ દડો ખોળામાં નાખ્યો ને ચાલતી થઈ. પ્રથમ પ્રમાણે વાત વિસ્તારવી. પંડિતે ચોરને પૂછ્યું, 'તેં દડો કર્યો તે, અંદર શું નાખીને તે ઉપર સૂતર વીંટયું હતું?' તેણે જવાબ દીધો, 'કપાસિયો.' બીજીને પૂછ્યું તો તે કહે, 'ટીંબરૂનો ઠળિયો.' મેદિનીએ આ વાત સાંભળી લીધી એટલે પંડિતે દડો ઉકેલ્યો, તેમાંથી ટીંબરૂનો ઠળિયો નીકળ્યો, અને ચોરી પકડાઈ ગઈ. લોકો આથી હરખાઈ ગયા, અને ભારે ચૂકાદો આપ્યો એમ કહેતા ધન્યવાદ આપવા મંડ્યા."

## ખાદીધારી જૈન આચાર્ય

જૈનધર્મના સમગ્ર ઇતિહાસમાં ભગવાન્ હેમચન્દ્ર આચાર્ય જેવા સર્વતન્ત્રસ્વતન્ત્ર વિદ્વાન્ બહુ નથી થયા. હેમચન્દ્ર ધંધુકામાં સંવત્ ૧૧૪૫ ના કાર્ત્તિક શુદિ પૂર્ણિમાને દિવસે બાલચન્દ્ર વસન્તવિલાસમાં જેને

श्रीमोढनामोढसुपर्ववंशो वंशावतंसो जगतीतलस्य ।

એવી રીતે વર્ણવે છે તે વંશને વિષે જન્મ્યા, સં. ૧૧૫૦ માં ( અથવા સં. ૧૧૫૪ માં ) એણે ચારિત્ર( સંન્યાસ) લીધું, સં. ૧૧૬૬ માં એટલે એકવીશમે વર્ષે જ સૂરિપદે બેઠા, અને સં. ૧૨૨૯ માં ચોરાશી વર્ષની અવસ્થાએ અણહિલ્લવાડ પાટણમાં કાળ કર્યો.

> [५]शर[४]चंद्रेश्वरे[११] वर्षे कार्तिके पूर्णिमानिशि ।
> जन्माभवत्प्रभो [०]र्व्योम[५]बाणशंभौ[११] व्रतं तथा ॥ ८४८ ॥
> [६]रस[६]षट्केश्वरे[११] सूरिप्रतिष्ठा समजायत ।
> [९]नन्द[२]द्वयरवौ[१२] वर्षेऽवसानमभवत् प्रभोः ॥ ८४९ ॥
>
> चन्द्रप्रभसूरिः प्रभावकचरिते हेमप्रबन्धे ।

વિદ્યાનો એવો કોક જ પ્રદેશ હશે, જેને વિષયે એણે ગ્રન્થ-રચના ન કરી હોય. સંસ્કૃત પ્રાકૃત વ્યાકરણ સંબંધી

सिद्धहैमशब्दानुशासन; શબ્દકોષને લગતાં अभिधानचिन्तामणि, अनेकार्थकोश, देशीनाममाला; નીતિશાસ્ત્ર વિષયે अर्हन्नीति, અલંકારશાસ્ત્રનું काव्यानुशासन, પિંગળનું छन्दोनुशासन, યોગ પરત્વે योगशास्त्र, દર્શન વિષયે प्रमाणमीमांसा ઇ૦ ઇ૦ એનાં કઈક પુસ્તક છે. તે ઉપરાંત જૈનશાસ્ત્રમાં ગણાવેલ ૬૩ મહાપુરુષો વિષયે त्रिषष्टिशलाकापुरुषचरित्र નામે લાંબું સંસ્કૃત કાવ્ય લખ્યું, અને બીજા એક द्याश्रय કાવ્યમાં ગુજરાતના રાજાઓના ઇતિહાસની સાથે સાથે પોતાના વ્યાકરણમાં નિયમ બાંધ્યા હતા તેનાં ઉદાહરણ પણ આપ્યાં.

આમ હેમચન્દ્રની વિદ્વત્તા અગાધ હતી, તેમજ એની દયા પણ અપાર હતી. રત્નમંદિરગણિ એની ઉપદેશતરંગિણી (તરંગ બીજો, સંઘાચાર્યોપદેશ પાંચમો)માં લખે છે કે, આચાર્ય એક સમયે શાકંભરી (સાંભર અજમેર આગળ છે ત્યાં) પધાર્યા હતા. ત્યાં ધનજી નામે એક નિર્ધન શ્રાવકે ગુરુને પોતા સારુ પોતાની સ્ત્રીએ કાંતેલ જાડા સૂતરમાંથી વણાવેલ કોરું પાણકોરું વહોરાવ્યું (આપ્યું).

हेमसूरयश्चैकदा शाकम्भर्यां पादमवदधुस्तत्र निर्धनश्रेष्ठिधनाकेन स्वप्रावरणार्थभार्याकर्त्तितस्थूलसूत्रनिष्पन्नकोरकखासरं विहारितम् ।

ગુરુ પાટણ પાછા આવ્યા, એટલે મહારાજા કુમારપાળ આદિ ૭૨ રાજા અને છાડા, કુબેરદત્ત આદિ ૧૮,૦૦૦ વ્યવહારિયા (વાણિયા) પોતપોતાની સમૃદ્ધિ સમેત સામા આવ્યા, ને જુવે છે તો ગુરુએ તે જ જાડી ખડબચડી ખાદી ઓઢી છે.

पत्तनप्रवेशे श्रीकुमारपालादि ७२ नृपश्रेष्ठिछाडाकुबेरदत्तादि १८ सहस्रव्यवहारिवर्गे स्वस्वऋद्धया संमुखागते स एव खासरकल्पकल्पडाधिकः श्रीगुरुभिः प्रावृतः ।

કુમારપાળ કહે, 'આપ મારા ગુરુ છો. આવું કપડું ઓઢો એ મારે લાજી મરવા જેવું થાય છે.'

भगवत्पादा मदीया गुरवः । एवंविधे कल्पे प्रावृतेऽस्माकं त्रपा स्यात् ।

આચાર્યે ઉત્તર વાળ્યું, 'તારા રાજ્યમાં તારા સાધર્મિક આમ કંગાલ દશામાં માંડમાંડ મહાકષ્ટે પોતાનો નિર્વાહ કરે છે, એમાં તું નથી લાજતો? અમારે સાધુને શું? અમારે તો આવાંય લુગડાં ક્યાંથી હોય? અમે તો જૂનાંપાનાં ફાટેલતુટેલ વસ્ત્ર પહેરીએ, બીજાં માણસ ઉપર આસક્તિ તો ન જ રાખીએ, પણ પોતાના શરીરની સ્થિતિનીયે અમને ચિન્તા નહિ, અને ભમરો જેમ એક પણ ફૂલને કોચવ્યા વિના અનેક ફૂલ પાસે ભમી ભમીને પેટ ભરે છે, તેમ અમે ઘેરઘેર ભિક્ષા માગીને પરોપકારાર્થે દેહ ટકાવીએ.'

त्वयि राज्यं कुर्वति तव साधर्मिका ईदशा दारिद्र्योपद्रुताः कष्टेन निर्वाहं कुर्वाणाः सन्ति । तत्र भवतां कस्मान्न त्रपा स्यात् । अस्माकं तु सामान्यवेषे गुरुतैव सर्वज्ञोक्ताचारत्वात् । यतः

त्यक्तसङ्गो जीर्णवासा मलक्लिन्नकलेवरः ।

भजन् माधुकरीं वृत्तिं मुनिचर्यां सदाश्रयेत् ॥

આ પછી શ્રાવકોના સંકટનિવારણમાં રાજા વર્ષે વર્ષે એક કોટિ સોનૈયા વાવરવા મંડ્યો.

तदनु संजातसंघवात्सल्येन भग्नसाधर्मिकोद्धरणे सहस्रद्दाटकार्पणं मया कर्त्तव्यमित्यभिग्रहं जग्राह । एवमेकस्मिन् वर्षे साधर्मिकेभ्यः कोटिदीनारदानम् । एवं चतुर्दशवर्षेषु चतुर्दशकोटयः सुवर्णस्य दत्ताः ।

હેમચંદ્રના સમયમાં, અર્થાત ૮૦૦ વર્ષ ઉપર તો આજના પ્રમાણમાં આપણે આંહીં રામરાજ્ય જ હતું, છતાં દરિદ્રની

ઉચ્ચપંક્તિથી રખે ને પોતે ભ્રષ્ટ થાય એવા ભયથી આચાર્યે ખાદી ધારણ કરી. તો પછી આજ તો આપણે ખાદી પહેરવાની એના કરતાં કોણ જાણે કેટલાગણી આવશ્યકતા છે. કારણ પરદેશી અથવા મિલનાં આછાં વસ્ત્ર વાપરવામાં ત્રેવડું પાપ છે. એક તો ગરીબ લોકો કામ તથા અન્નને અભાવે ભૂખે મરે છે. બીજું, સાહુકારને પોતાને પણ આ હરામની કમાણીથી કેવળ હાનિ જ થાય છે. અને ત્રીજું, યંત્ર ઉપર કામ કરનાર માણસોની શારીરિક તથા આધ્યાત્મિક અધોગતિ થાય છે.

# રેંટિયાનો સ્વાધ્યાય

સંવત્ ૧૯૭૮-૭૯ (સ. ૧૯૨૨-૨૩) માં હું સાબરમતી જેઇલમાં હતો તે સમયે જૈનોના પ્રતિક્રમણ(પાપથી નિવૃત્તિ)નું એક પુસ્તક જેઇલના પુસ્તકાલયમાં હતું તેમાં આ કવિતા મારા વાંચવામાં આવી; છૂટ્યા પછી તે 'નવજીવન'માં પ્રકટ કરી. આજથી સાડા ત્રણસો વર્ષ ઉપર રતનબાઈએ રચેલા આ સ્તોત્ર ઉપરથી દીનબંધુ, અશરણશરણ, અનાથના નાથરૂપે રેંટિયાનું આપણા રાષ્ટ્રજીવનમાં કેવું ઉચ્ચપદ હતું, અને ફરી હોવું જોઇએ એ સહજ જાણી શકાય છે.

બાઈ રે, અમને રેંટિયો વાહલો, રેંટીયો ઘરનું મંડાણ જો;
પરણી ત્રિયા છોડીને ચાલ્યો, ગયો પરદેશે કંથ કમાણ જો.
બારે વર્ષે પરણ્યો આવ્યો, દોઢ તાંબિયું આણ્યું રે;
ગંગા માંહે નાવા પેઠો, દોઢ તાંબિયું પાડ્યું રે.
માત તાત ને સસરે સાસૂએ, અમને કીધાં અળગાં રે;
દુઃખનિવારણ રેંટિયો ધાર્યો, તેને જઈને વળગ્યાં રે.
દેણું ઉતાર્યું સઘળું પિયુનું, વ્યાજે રૂપૈયો વાધ્યો રે;
સુખને કારણ રૂપૈયો રૂડો, પુણ્યે કંત એ લાધ્યો રે.
દેરાણી જેઠાણી આવી બોલે મીઠી વાણી રે,
રેંટિયાના પસાયથી* તો, બીજી આણે પાણી રે.

---

* પ્રસાદ, કૃપા.

રેંટિયાના પસાયથી તો, કોટિ કામ મેં કીધાં રે,
દાન દીધાં મેં અતિઘણાં, ને મહિયરમાં યશ લીધાં રે.
તું આણુતીરથ જપનો, રૂડી તારી જાત રે,
દિવસે રાત્રે રેંટિયો કાંતું, ચડિયો મારે હાથ રે.
રેંટિયાથી આભૂષણ ભારે, પેર્યાં ચીર ને શાળુ રે,
મોંઘા મશરૂની કાંચળી પેરી, ભોજન કીધાં વારૂ રે.
સાસરિયાં પિયરિયાં આવે, બાઈ, ઘરે તમે આવો રે,
છોકરડાંને ટાઢ વાય છે, ઝુલડિયો શીવડાવો રે.
શત્રુંજયની યાત્રા કીધી, સાથે સાસરિયાં પિયરિયાં રે,
ગોત્ર કુટુમ્બ સઉ નર ને નારી, સંઘવી નામ તે ધરિયાં રે.
ત્રણસેં એકાવન માફાની વહેલો, ગાડાં ચારસેં પંચાશી રે,
બસેં ઉપર પંચાણુ ઘોડા, ઉંટ ત્રણસેં વળી છયાશી રે.
હીરવિજયસૂરિ પાંત્રીશ ઉપાધ્યાય, પન્યાસ ગૌતમ જેવા રે,
તેરસેં પાંત્રીશ તપગચ્છના સાધુ, શીલે સ્થૂલિભદ્ર જેવા રે.
પાલીતાણે સંઘવણ ઉતરિયાં, યાત્રા નવાણુ કીધી રે,
કેસરચંદને ઋષભજી પૂજ્યા, રૈવતે જઈ લાભ લીધા રે.
સમેતશિખર ને આબુ ગોડી, શંખેશ્વરો શ્રી પાર્શ્વ રે,
નાનાં મોટાં તીરથ ભેટ્યાં, મનની ફળી સર્વ આશ રે.
શિખર બાવનનું ચૈત્ય જ કીધું, જિનપ્રતિમા ઉદાર રે,
પંચ પાષાણુ ને ત્રીશ ધાતુની રૂપૈયા સહસ્ર ચાર રે.
ચિહું બારે રૂડી વાવ કરાવી, છસેં ને રૂપ્યા છયાશી રે,
કૂવા તળાવ વળિયાસું ચંગી, નવસેં ઉપર છયાશી રે.
હીરવિજયસૂરિ પાંત્રીશ ઉપાધ્યાય, ઠાણું ત્રણસે ત્યાશી રે,
નવ અંગે પૂજી પારણાં કરાવ્યાં, ગુરુભક્તિ કરી બારે માસે રે.
આંબેલ ઓળી પાંચમ એકાદશી, તપ સઘળાં મેં કીધાં રે,

ઠવણી ચાબખી સિદ્ધાન્ત લખાવી, સાધુ સાધ્વીને દીધાં રે.
ઊજમણું ઘર હાટ કરાવ્યાં, સાસૂ સસરાનો ખપ કીધો રે,
દીકરા દીકરી ભત્રીજ પરણાવ્યાં, રતન રેંટિયે જશ લીધો રે.
ઘેબર જલેબીયેં ગોરણી કીધી, લાણી થાળીની કીધી રે,
સવાશેર ખાંડ ને એક એક રૂપૈયો, ચોરાશી નાતે દીધી રે.
બાપ ભાઈ ને સસરો પ્રીતમ, ઠામે સગપણ તેહ રે,
રતન રેંટિયો જીવું ત્યાં લગી, કદીએ ન આવે છેહ રે.
ધરી તરાક ને માળ ચમરખાં, તેલ લોટ વળી પૂણી રે,
અલ્પ માગે ને ઘણું દિયે રેંટિયો, નારીએ કરી બહુ પુંજી રે.
સાયર† ને વનસ્પતિ ડુંગર, ધ્રુવતારા સૂરજ ચંદો રે,
કોટિયુગ લગી રહે રેંટિયો, શ્રી ઘર સદા આનંદો રે.
સોળ પાંત્રીશે ખેડતા નગરે, શુદિ તેરશ માહ માસ રે.
રતનબાઈએ રેંટિયો ગાયો, સફળ થઈ મન આશ રે.

† સાગર

## ખાદીપ્રશંસા

भूगृहं वरनारी च कार्पासं नागजं जलम् ।
शीतकाले भवेदुष्णमुष्णकाले च शीतलम् ॥ चाणक्य ७-३८।

'ખાદી શીયાળે હુંફ, ને ઊનાળે ઠંડક આપે છે.'

## સુરત બન્દરના ભાવતાલ (સંવત્ ૧૬૬૫)

આપણા લોકોને ઇતિહાસનું ભાન નથી એવું આપણા ઉપર દોષારોપણ થાય છે તે સાવ ખોટું નથી. સિદ્ધાર્થ નામનો પુરુષ આપણા દેશમાં જાગ્યો; પોતે જાગ્યો એટલું જ નહિ, પણ નિદ્રાદેવીના અનન્ય ભક્ત અને નિદ્રાસનના કુંભકર્ણ કરતાંય વિશેષ અધિકારી એવા આપણને જગાડ્યા. જગાડ્યા પણ એવા, કે આપણે આખી પૃથ્વી ઉપર એના નામનું ધર્મચક્ર ફેરવ્યું અને પ્રિયદર્શી અશોકની ઓજસ્વિની ભાષામાં ધર્મ-દિગ્વિજય કર્યો. પણ નિદ્રાતન્દ્રાના ઉપાસક આપણે બુદ્ધની આરાધના કરી કરીને થાક્યા, ને અન્તે મોહનિદ્રાને ખોળે જઈને ઠરી ગયા. એ મોહનિદ્રાનું સેવન કરતાં આપણને સોણું લાધ્યું, અને સ્વપ્નસૃષ્ટિમાં વિચરતાં વિચરતાં, જગત્ શું તે વિસરી ગયેલા આપણે શંકરાચાર્યની જગદ્ગુરુસ્થાને પ્રતિષ્ઠા કરી, અને શંકરાચાર્યના શીખવ્યા આપણે શીખ્યા, કે જેના જેવો પરાક્રમી પુરુષ સિંધુપાર ઊતરી આવેલા આર્યોના જ નહિ પણ સમગ્ર જગત્ના ઇતિહાસમાંય પાક્યો નથી એ બુદ્ધ અસંબદ્ધપ્રલાપી અથવા પ્રજાની મતિ મુંઝવનાર પ્રજા-

પ્રદ્વેષી હતો.* બુદ્ધચરિતનું સમુદ્રમંથન કરી એમાંથી આ બે વિશેષણરૂપ વિષજ આપણી વિપરીત બુદ્ધિએ નીતારી કાઢ્યું. બુદ્ધની છત્રછાયામાં આપણા લોકોએ કેવળ પ્રેમ તથા સેવાના બળથી માણસજાતને વશ કરી એનો ઇતિહાસ લેશમાત્ર પણ આપણા દેશમાં ન મળે. અને ભગવતી શ્રુતિના મહાસંસ્કૃતને આંટનારી આપણે જ ખેડેલી પાલિભાષાનો આપણા ભાષાશાસ્ત્રમાંય ઉલ્લેખ જ નહિ. આપણી આ પ્રચંડ પ્રવૃત્તિનો અક્ષરદેહ પણ સિંહલવાસી, બ્રહ્મદેશી, ચીના, જપાની આદિ પરદેશી શિષ્યોને હાથે જ રક્ષા પામ્યો.

આમ આપણે સ્મૃતિભ્રંશની કળાને પરાકાષ્ઠાએ ખીલવી છે, એટલે પછી વસ્ત્રવિદ્યામાં માત્ર સો વર્ષ પહેલાં જ આપણે ભારે કુશળ હતા એ વાત આજ આપણામાં વિસારે પડે તો શું આશ્ચર્ય ? આપણી એ વસ્ત્રવિદ્વત્તાનો પૂરાવો સારી રીતે જોવો હોય, તો આપણી અવદશાના શાસ્ત્રમાં નિષેધેલી સમુદ્રયાત્રા કરવી પડે; કારણ કે એ પૂરાવો તો સાત સમુદ્ર પારના દેશોથી આપણી સાથે વેપાર કરવા આવેલ કંપનીના દફતરમાં પડેલો છે. પણ આ દફતરનો કાંઇક અંશ પુસ્તકબદ્ધ થયેલ છે, એમાં આજ સહજ ડોકિયું કરીએ.

આજ જેમ મુંબઈકલકત્તા છે તેમ સત્તરમા શતકમાં સુરત હતું એ તો પ્રસિદ્ધ છે. ઓવિંગ્ટન(૧૬૮૯) એને હિન્દી

---

* न हिंस्यादित्येतद् ध्रुवमवितथं वाक्यमबुधैरथाग्नीषोमीयं पशुमिति तु विप्रैर्निगदितम् । तवैतन्नास्थानेऽसुरगणविमोहाय गदतः । समृद्धिर्नीचानां नयकर हि दुःखाय जगतः । विष्णुमहिम्नः-स्तोत्र ११ ॥

સામ્રાજ્યનું સૌથી પ્રખ્યાત વેપારમથક(એમ્પોરિયમ) કહે છે. કારેરી (૧૬૯૫) લખે છે; 'સુરત હિન્દનું મુખ્ય વેપાર-મથક(પ્રાઇમ માર્ટ) છે; જગતની સર્વ પ્રજાઓ ત્યાં વેપાર કરે છે; હિન્દી મહાસાગરમાં એવું એકે વહાણ નહિ હોય, જે માલ વેચવા, લેવા કે ભરવા સુરત ન આવતું હોય.' ઇંગ્લંડમાં બહુ તો ૩૦૦ ટન ભારે વહાણ એ સમયે બાંધતા; ત્યારે સુરતમાં ૧૫૦૦ ટનનાં વહાણ બંધાતાં, ને એના ઉપર ૧૭૦૦ જેટલાં છડિયાં બેસતાં.

ઇસ્ટ ઇંડિયા કંપનીના વિલ્યમ ફ્રિંચ નામના વાણોતરે સને ૧૬૦૯ ના ઑગસ્ટની ૩૦મી તારીખે 'હિંદુસ્તાનમાં માલના ભાવતાલ' એવા મથાળાવાળી યાદી સુરતથી વિલાયત મોકલી હતી. તે સમયમાં આપણા દેશમાં કઈ કઈ વસ્તુ તૈયાર થતી, એ વિષય ઉપર આ યાદી ઠીક પ્રકાશ પાડે છે, એટલે એમાંથી કેટલુંક નીચે ઊતાર્યું છે:

'પ્રથમ તો, આગરા પાસે બયાન[ા]ની ગળી, ૪૦થી ૬૦ મા૦(માહમુદી)એ મણ.

'સિકકીઝ[સરખેજ] અમદાવાર[દ] પાસે કેમ્બાયા [ખંભાત]થી બે દિવસ જતાં લાગે એવું ગામ છે ત્યાંની ગળી, ૨૫થી ૩૦ મા૦એ મણ.

'કેમ્બાયા અને અહીંની વચ્ચે જંબુસર અને વોરોડ્રા [વડોદ્રા] નામનાં ગામ છે ત્યાંની ઊતરતી જાતની ગળી, ૧૫થી ૨૦ મા૦એ મણ......

'૩ આપ નામદાર(યૉર વર્શિપ)ને જોઈએ તેટલું ખાંડીએ ૪૦ થી ૬૦ મા૦ને ભાવે અહીં મળે છે. . . . . જાડુંઝીણું ભાત ભાતનું સૂતર અહીં મણે ૮ થી ૧૦ મા૦ને ભાવે મળે છે.

'બેરચિયા[ભરૂચ]ના અત્યંત બારીક પોતના બફેટા [બાફ્તા] એક થાનની ૧૦થી ૫૦ મા૦ને ભાવે પુષ્કળ મળે છે. એના કરતાં વધારે જાડા ને સોંઘા બાફ્તા નોસારી [નવસારી] નામના ગામમાં બને છે. નોસારી ને સુરત વચ્ચે એક દિવસના પ્રવાસ જેટલો ગાળો છે; બરોચિયા ને સુરત વચ્ચે પણ એટલો જ અથવા સહજ વધારે.

'કૅલિકોની એક જાતને અહીં સેમીઆની કહે છે તેની પણ બહુ છત છે. એનો પનો કૅલિકો કરતાં મોટો હોય છે, અને મને લાગે છે કે બફેટા કરતાં એ ઇંગ્લંડ સારુ વધારે ઠીક છે. એ પણ બફેટાની ધોડે બધે ભાવે મળે છે.

'અહીં દૂટી[? ડોટી?] નામનું મજબુત જાતનું એક કાપડ પણ મળે છે તે ઉપલાં બેની ધોડે ૨૧ ગજ લાંબું હોય છે, પણ એનો પનો એક વાર કે સહજ વધારે હોય છે. સાધારણ સારો આવો તાકો ૬ મા૦નો મળે છે, પણ એના પણ નોખા નોખા કઈક ભાવ છે.

'હૉલંડના કાપડને મળતું બાઇરામી[બહેરામી?] નામનું એક જાતનું કાપડ ૯ ગજ લાંબું ને વાર પહોળું હોય છે અને એ જાતનું સારું કાપડ તાકાની ૬ મા૦ ને ભાવે મળે છે, પણ એનાયે કઈક ભાવ છે,

'ઝરીબાફ્ નામનું ઝીણું પાતળું કાપડ મળે છે, એનાં હબશી લોકો પોતાનાં લુગડાં બનાવે છે, અને હું ધારું છું કે એ બાર્બરીમાં સારી રીતે ખપશે. એ ૧૮–૧૯ ગજ લાંબું અને લગભગ વાર પહોળું હોય છે, અને સાધારણ ઝીણું એક તાકાની ૬ મા૦ને ભાવે મળે છે, પણ એનાયે નોખા નોખા ભાવ હોય છે.

'કન્યાકુમારીમાં સરસ શણુકાપડ બને છે અને કોચી [કોચીન]થી તે જથાબંધ અહીં આણી શકાય. . . .તે આશરે બે વાર કે સહજ વધારે પહોળું હોય છે, ઘણું મજબુત હોય છે અને તેને કાચા ડી કમોરી કહે છે.

'એના કરતાં મોંઘાં જાતજાતનાં બીજાં શણુકાપડ અહીં મળે છે, તે વધારે મજબુત ને ટકાઉ હોય છે, અને કેટલાંક બહુ ઝીણે પોતે હોય છે. ઈશ્વર જીવતો રાખશે ને તક મળશે તો આ બધી જાતના નમૂના મોકલવા ધારું છું.

'હબશી જેવા કમરબન્ધ અને ઝબ્બા ઉપલા ઝરીબાફની ધોડે બાર્બરીમાં વેચવાથી હું ધારું છું તેમ લાભ થાય એમ હોય તો કૃપા કરીને મને જણાવજો; અહીં તે પુષ્કળ મળે છે અને મુખ્ય માલરૂપે છે.

'ભાતભાતનાં છીંટ, વિશેષે કરીને ઝીણાં એટલે ગોદડાં તથા પડદામાં વપરાય છે એવાંમાંથી, મને લાગે છે, સારો નફો મળે. એવાં છીંટ અહીં બ્રામપોર[બુરાનપુર] નામના સ્થાનથી પુષ્કળ આવે છે. બ્રામપોર અહીંથી ૮ દિવસની મુસાફરી જેટલું દૂર છે.

'ધોળા કાપડ તેમજ જાતજાતનાં છીંટમાંથી બનાવેલાં તૈયાર ગોદડાં પુષ્કળ તેમજ કિફાયત ભાવે મળે છે.

'રાતો તથા વાદળી કૅલિકો પણ અહીં પુષ્કળ મળે છે.'

આ પછી બીજી ઘણી વસ્તુઓના ભાવ ફિંચે આપ્યા છે તે આપણે મૂકી દેશું, પણ હિંગ વિષેનું તેનું હાસ્યરસાળ લખાણ અહીં ટપકાવી લઈએ:

'હિંગ . . . તદ્દન ચોકખી અને માથું ફાટી જાય એવી ગન્ધવાળી હોય છે, છતાં બન્યન[વાણિયા]ને તે

બહુ ભાવે છે, એટલે તેઓ પોતાના ભોજન સાથે ગાડામોઢે વાપરે છે, પણ ભગવાન મને તેનાથી બચાવે.

'મારા પેટમાં વાયુ થઈ ગયો હતો એટલે વૈદ્યે મને હિંગવાળી પુરી ખવરાવી, પણ હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે તે પછી ઘણા દિવસ સુધી મારા મોઢામાંથી તીવ્ર દુર્ગન્ધ ગઈ નહિ.'

હિન્દી માલના ભાવતાલ પછી હિન્દુસ્તાનમાં ઇંગ્રેજી માલ કયો કયો ખપે એની કિંચ ચર્ચા કરે છે, અને અન્તે દેશી નાણાં, તોલ અને માપ સમજાવે છે:

'ખાંડી એટલે ૨૦ મણ.

'હાથીદાંતનો બહાર [ભાર] ૧૫।।। મણનો થાય છે. એક મણમાં નાના કે મોટા ૪૦ શેર હોય. મણ બે જાતના થાય છે. નાનો ૨૭ પાઉંડ ને મોટો ૩૨।। પાઉંડ જેવડો. આ કાગળમાં મણ ને શેર લખ્યા છે તે સુરતના જાણવા. શેર લગભગ ૧૧ આંઉસ જેવડો હોય છે, ને મોટો શેર [ઊકલતું નથી: ૧૩ આઉંસ ?]

• 'કાપડ ભરવાના બે ગજ થાય છે. નાનો શણકાપડ સારું વપરાય છે તે ૨૬।। તસુનો હોય છે. મોટો સૂતરાઉ કાપડમાં ચાલે છે તે ઇંગ્રેજી વાર કરતાં અર્ધો તસુ ઓછો હોય છે.

'એક માહમુદી ઇંગ્રેજી ૧૧ પેની બરાબર થાય છે. માહમુદીના ૩૨ કે ૩૧ પૈસા આવે છે. પૈસા તાંબાના બને છે, અને તાંબાના ભાવ ચડે ઊતરે તેમ માહમુદીના પૈસા પણ થોડા કે ઝાઝા આવે છે. એક પૈસાની ત્રીશ બદામ આવે છે.'

## સુરત બન્દરની નીકાસ (સંવત્ ૧૬૭૫)

### ૧

કંપની' બહાદુર 'નું 'રૉયલ ઍન' નામનું વહાણ સને ૧૬૧૯ ના ફેબ્રુઆરીની સત્તરમી તારીખે સુરત બંદરથી માલ ભરીને ઇંગ્લંડ જવા નીકળ્યું. માલની એકંદર કિમ્મત ૭,૨૦,૨૪૪ માહમુદી હતી. આશરે શિલિંગના જેટલી કિમ્મતનો એક રૂપાનો સિક્કો એ સમયે ગૂજરાતમાં ચાલતો, એનું નામ એ સિક્કો ચલાવનાર સુલ્તાન મહમ્મદ ઉપરથી માહમુદી પડયું હતું. ૩૨ પૈસાની માહમુદી અને ૮૦ પૈસાનો રૂપિયો એવો સાધારણ ભાવ હતો. એ વેળાએ રૂપિયો બે શિલિંગ ને ૭ પેન્સ બરાબર હતો. ૭,૨૦,૨૪૪ માહમુદીમાંથી ૬,૩૦,૦૦૦ માહમુદી ઉપરની તો ગળી જ હતી, જેમાંથી કેટલીક આગ્રા પાસે બયાનાની ને બાકીની ૩,૫૧,૦૦૦ માહમુદી ઉપરની સરખેજની હતી. સરખેજને અડખેપડખે ગળીની વિશાળ વાવણી થાતી એ વાત તળ સરખેજમાં પણ આજ કેટલા જાણતા હશે? સુપ્રસિદ્ધ ફ્રેંચ પ્રવાસી ઝવેરી ટૅવર્નિયર સને ૧૬૪૨ માં અમદાવાદ આવ્યો હતો. તેણે 'અમદાવાદથી થોડે દૂર આવેલા મોટા શહેર (great Town) સરખેજમાં બનાવેલી ગળી'નો ઉલ્લેખ કર્યો છે. ૫,૦૦૦ માહમુદીનો પરચુરણ માલ એક કોરે રાખીએ તો

બાકીની આશરે ૮૫,૦૦૦ માહમુદીનું *કાપડ જ હતું. આ તો માત્ર શરૂઆત જ હતી, કેમકે સને ૧૬૮૨માં એકલા સુરતથી જ ૧૪,૩૬,૦૦૦ થાન અને દેશ સમસ્તથી ૩૦,૦૦,૦૦૦ ઉપર થાન વિલાયત ગયાં હતાં. સને ૧૬૭૭માં પૅપિલૉનની ગણત્રી પ્રમાણે દોઢ લાખ ઉપર પાઉંડની કિમ્મતનું કાપડ ભારતથી વિલાયત ગયું હતું. 'રૉયલ ઍન'ના ભરતિયામાં ભરેલી કાપડની વીગત આ નીચે પૂરેપૂરી ઉતારી છે, તેમાં ઇંગ્રેજી ઉપરથી પ્રાપ્ત કરેલાં અને બીજી રીતે આજ તદ્દન અપરિચિત દેશી નામ લખવામાં ચૂક થઈ હોય એવો પૂરો સંભવ છેઃ

(અ) જૂના પંત્યાળાને ખાતે

| | | | માહમુદી | પૈસા |
|---|---|---|---|---|
| મોટા પનાના બાફતા | ૫,૩૦૨ | તાકા | ૩૩,૧૯૫ | ૨૧ |
| હાથરૂમાલ સારુ બાફતા | ૮૦ | ,, | ૨૧૮ | ૦ |
| મોટા પનાના બાફતા | ૮ | ,, | ૧૨૦ | ૧૬ |
| સેમિઅન | ૨,૩૩૦ | ,, | ૧૪,૯૭૫ | [] |
| શેતરંજી ૪૬ | | | ૩,૯૩૦ | ૨[] |

* સર ટૉમસ રોનો ચૅપ્લેઈન(ધર્મગુરુ) એડ્વર્ડ ટેરી ૧૬૧૭–૮ માં નવ માસ અમદાવાદ રહ્યો હતો તે પોતાના પ્રવાસ-વર્ણનમાં લખે છેઃ 'આ સામ્રાજ્યની મુખ્ય પેદાશ ગળી તથા કપાસ છે; કપાસમાંથી તેઓ જાતજાતનાં કાપડ બનાવે છે. . . . એ કાપડને તેઓ રંગે છે, અથવા એના ઉપર સરસ ઘાટ તથા સરસ રંગવાળાં ફૂલ અથવા આકૃતિ છાપે છે, તે એવાં પાકાં છપાય છે કે કોઈ પણ પાણીથી ઊપટી જાય નહિ. છાપવાની સુંદર કળા આ લોકોએ સ્વહસ્તગત કરી છે, એટલે પાડોશના તેમજ દૂરના લોકો તેમની પાસેથી છીંટ લેવા પોતપોતાનાં નાણાં લઇ આવે છે.'

| | | | | |
|---|---|---|---|---|
| ટુંકા પનાના બાફતા | ૯૮૦ | ,, | ૩,૬૮૦ | ૧૩ |
| ટુંકા પનાના બાફતા | ૨૦ | ,, | ૫૫ | ૦ |
| રીસ | ૨૭૫ | ,, | ૧,૧૫૦ | ૧૦॥ |
| ×ડટ્ટી (=ડોટી ?) | ૨૯૦ | ,, | ૧,૦૬૬ | ૦॥ |
| ‘સેહમ’ કાપડ | ૫૦ | ,, | ૪૩૧ | [] |
| બાફતા જિંગામીસ | ૪૦ | ,, | ૨૭૬ | ૩ |
| વિવિધ | | | ૨૩૪ | ૧૦ |
| કૅલિકોનાં ગોદડાં ૪ | | | ૨૦૨ | [] |
| ભાતભાતનો માલ, ૧૦ કોડી | | | ૧૮૭ | ૦ |

## (ખ) નવા પંત્યાળાને ખાતે

| | માહમુદી | પૈસા |
|---|---|---|
| ટુંકા પનાના બાફતા ધોળા, ૯૯ કોડી ૧૭ નંગ | ૯,૯૫૦ | ૨૧ |
| ટુંકા પનાના બાફતા વાદળી, ૧ કોડી | ૧૬૦ | ૨૯ |
| મોટા પનાના બાફતા, ૧,૦૦૦ થાન | ૬,૭૭૭ | ૨૪ |
| ૨[] પનાના બાફતા, ૧ થાન | ૨૪ | ૬ |
| રંગીન બાફતા, [૫૯૯ ?] થાન | ૩,૫૮૪ | ૨૨ |
| ખંભાતના વાદળી બાફતા, ૯॥ ગજ લાંબા, ૧ ૧/૩૨ ગજ પહોળા, ૧૦ કોડી | ૬૩૫ | ૧૬ |
| ડટ્ટી, ૨૪ કોડી | ૨,૧૯૦ | ૧૧ |
| ધોળકાની ડટ્ટી, ૧૬ ૩/૪ ગજ લાંબી, ૧ ૭/૩૨ ગજ પહોળી, ૨૦ કોડી | ૧,૨૯૧ | ૩૦ |
| નેકાની, ૨૧ [કોડી], ૧૫ ગજ લાંબી, ૧ ૫/૩૨ પહોળી | ૧,૩૨૦ | ૦ |
| એરામી, ૭ ગજ લાંબી, ૧ ૧/૮ પહોળી | ૧૭૭ | ૧૬ |

× ‘ફૂવાને ડગલો ને ડોટી, તોય ફૂવા પહેરે છે લંગોટી’—વિવાહગીત.

૨

વિશાળ ભારત( જાવા, સુમાત્રા ઇત્યાદિ) સાથે આપણે મોટો વેપાર ખેડતા, એનો ઇતિહાસ, આંકડા જે કહો તે, આપણી પાસે કાંઇ હોય તો તે 'જે જાય જાવે તે કદી પાછો ન આવે, જો આવે તો પરિયાંનાં પરિયાં ચાવે એટલું ધન લાવે' એવી એકાદ કહેવતમાં, અથવા 'જાવા,' 'બટેવિયા' કે એવી બેક અટકમાં સમાપ્ત થઈ જાય છે. આ વેપારની વીગત જાણવી હોય તો પણ પરદેશી વેપારીના કાગળપત્ર જોવા રહ્યા. આ પરદેશીઓએ પોતાના નૌકાસૈન્યને બળે વિશાળ ભારત સાથેનો આપણો વેપાર તોડી નાખ્યો, એ વેપાર પોતાને હાથ કર્યો અને આપણાં વહાણને બળાત્કારે જાવા સુમાત્રા જાતાં બંધ કર્યાં. આને પરિણામે સ્વાભાવિક રીતે અનેક દેશી વેપારીની પેઢીએ તાળાં દેવાઈ ગયાં. ઇંગ્રેજી ઈસ્ટ ઇંડિયા કંપનીના સુરતના મહેતાઓનાં એક કાગળમાં એવું આવે છે, કે 'આંહીંના વેપારીઓ પણ દક્ષિણ તરફથી આપણા વેપારને લીધે પાયમાલ થઈ ગયા છે, કેમકે આપણા વેપારે, એમ કહી શકાય કે, તેમના મોઢામાંથી રોટલો પડાવી લીધો છે, અને તેમનો તે તરફનો વેપાર અટકાવી દીધો છે. . . . આપણે આવ્યા પછી આ બંદર પાયમાલ થઈ ગયું છે, એ વાત તે લોકો તેમના શોકના આવેશમાં આપણને કોક વાર સંભળાવવા ચૂકતા નથી.' સર ટોમસ રોએ અમદાવાદથી તા.૧૪-૨-૧૬૧૭ (૧૮)ને દિવસે કંપનીને લખ્યું, કે 'તે લોકો જેમ છે તેમ પણ આપણાથી કાઈ ગયા છે.§ . . . આપણે તેમનાં

§ 'They are weary of us as it is. . . . wee have empoverished the ports, and wounded all their trades.'

બંદરોને ભૂખભેળાં કર્યાં છે, અને તેમના બધા વેપાર ઉપર ઘા કર્યો છે.' ગ્રિલ્વર્ડે તા. ૧૩-૧૧-૧૬૧૫ ને દિવસે કંપનીને કાગળ લખ્યો હતો એમાં તે લખે છે: 'આપણા વેપારમાં આ ગુજરાતી લોકો મોટા શત્રુ હતા, ખાસ કરીને એટલા માટે કે આપણે એચીનમાં પેઢી નાખી, જ્યાં આજ સૂધી એ લોકોને બહુ લાભ હતો. આ લાભ તેઓ પાસેથી આપણે હવે તદ્દન પડાવી લેવાના છીએ.' ['These Gussarats were great enemies unto us in our business and especially for our settling at Achen, a place which heretofore hath been very profitable to them, which now they are like utterly to be deprived of.']

'રોયલ એન' વહાણ વિલાયત ગયું તે જ સમયે કંપનીનું એક બીજું વહાણ 'ડ્રેગન' ૧,૨૦,૫૩૧ માહમુદી ૨૨ પૈસાની કિમ્મતનો માલ ભરીને જાવા સુમાત્રા જવા નીકળ્યું. તેમાં ૧,૦૨,૦૦૦ ઉપર માહમુદીનો માલ હિંદુસ્તાનમાંથી લીધેલો હતો. આમાં આશરે ૫૫૦ માહમુદીનું અનાજ મણ ૫૪૦, ૨,૬૦૮ માહમુદીનું રૂ ગૂણી ૧૯૩, અને ૬૦૦ માહમુદી ઉપરનું પોલાદ હતું. આ ત્રણ વસ્તુ વિના બાકીનું બધું કાપડ જ હતું. આજ જે પોલાદી ચોકઠું (સ્ટીલ ફ્રેઇમ) આપણા રાષ્ટ્રશરીરને ભરડો લઈને આપણાં હાડકાં ખોખરાં ને જર્જરિત કરે છે, તે ચોકઠાના પૂર્વગામી સજ્જનો આપણા દેશમાંથી જ પોલાદ ઊપાડતા એ જોવા જેવું છે. કાપડની વીગત આ નીચે ટાંકી છે:

| | માહમુદી | પૈસા |
|---|---|---|
| કેનેકીન, ૯૩૦ કોડી | ૧૮,૧૯૯ | ૨૧ |
| ભાતભાતના બાફતા, ૨૧૪ કોડી[] | ૧૭,૩૧૬ | ૯॥। |

| | | |
|---|---|---|
| પેટોલા (પટોળાં), ૧૨૭ કોડી | ૧૨,૭૩૮ | ૨[] |
| ત્રિકંડી (ત્રિખંડી?), ૬૧૯ ૧/૧૦ કોડી | ૯,૫૧૦ | ૨ |
| એ જ, ૧૦૦ કોડી | ૧,૮૧૫ | ૩ |
| રાવા સેલા (શેલાં?), ૧૨૦ કોડી | ૪,૪૬૮ | ૨૪ |
| છિંટ, ૫૦ કોડી | ૩,૯૦૦ | [] |
| પિલ્લગર ચાદર, ૨૦ કોડી | ૩,૬૬૮ | ૧૪ |
| વાદળી બેરામી, ૪૧ કોડી | ૨,૭૩[] | [] |
| ધોળી બેરામી, ૧૦ કોડી | ૪૫૦ | ૩૦ |
| કેસીડ, ૩૩ કોડી | ૨,૭૪[] | [] |
| ઝરેબાફ, ૩૯ાા થાન | ૨,૬૯૪ | ૨૫ |
| જિંગામ, કોડી [] | ૨,૫૪૮ | ૦ |
| મિતફૂન, ૨૦ કોડી | ૨,૩૭૦ | ૧[] |
| તપસીલ, ૨૦ કોડી | ૨,૩૨૯ | ૮ |
| બ્રાલ, ૫૮ કોડી | ૨,૦૯૦ | ૦ |
| ડટ્ટી (ડોટી?) વિવિધ | ૧,૮૬૧ | ૧૭ |
| સેરા, ૩૦ કોડી | ૧,૭૮૯ | [] |
| અલ્લેજાઈ, ૨૦ કોડી | ૧,૭૪૦ | ૩ |
| વિવિધ માલ | ૧,૫૨૩ | [] |
| પિચ્ચરી, ૧૫ કોડી | ૧,૩૩૭ | ૨૨ાા |
| પંગરી, ૧૨ કોડી | ૧,૧૦૦ | ૨૮ |
| ગેરેલ, ૨૦ કોડી | ૧,૦૨૩ | ૨[] |
| નાની ન્યુલી,૧૦ | ૬૭૫ | ૨[] |
| બક્કર, ૧૩ાા કોડી | ૫૭૨ | [] |
| સેઓની, ૫ કોડી | ૫૧૮ | [] |
| માવી, ૨૫ કોડી | ૪૩૬ | ૧[] |
| બેમીમા પંચરવીરા, ૩ાા કોડી | ૧૭૬ | ૨૯ |
| એ જ સહેવીલા, ૧ાા કોડી | ૧૧૧ | ૩ |
| બ્રોબાડી પંચવીરા, ૫ કોડી | ૨૨૬ | ૨૧ |

| | | |
|---|---|---|
| કડિયા કૉટન, ૫ કોડી | ૧૯૬ | ૨૧ |
| મેંટાસી, ૫ કોડી | ૧૧૦ | ૨૬ |

૩

કેઇપ ઓફ ગુડ હોપ થઈને યુરોપિયન વેપારી ઠેઠ અહીં આવવા મંડ્યા તે પહેલાં વિશેષે કરીને અરબસ્તાન સાથેનો આપણો વેપાર વિશાળ ભારત સાથેના વેપાર કરતાંય વધારે મહત્વનો હતો, કેમ કે તે સમયે આરબ લોકો આપણી પાસેથી માલ ઉપાડીને યુરોપ ઇત્યાદિ ભેળો કરતા. છતાં આ વેપારના અવશેષરૂપે મોખા બંદર ઉપરથી પડેલી 'બખાઇ'ની એક અટક જ રહી છે. જેતપુરમાં હવે સ્મૃતિશેષ થયેલા અમારા ઘરને પડખે એક 'બખાઈની ડેલી' હતી, ને આજ પણ હશે.

મોટે ભાગે કાપડથી ભરેલાં આપણાં અનેક વહાણુ અરબસ્તાનની સફર કરતાં. પીરાર્ડ(સોળમું શતક) લખે છે: '*કેઇપ ઑફ ગુડ હોપથી તે ચીન સુધી સ્ત્રીઓ અને પુરુષોમાત્ર પગથી તે માથા સુધી હિંદી શાળ ઉપર તૈયાર થયેલા કાપડમાં સજ્જ થયેલાં હોય છે.' સર ટૉમસ „રો એની નિત્યનોંધ(જર્નલ)માં તા. ૨૪–૮–૧૬૧૫ ને દિવસે લખે છે: 'તે (અરબસ્તાન પાસે સોકોટ્રા બેટ છે ત્યાંનો રાજા) તથા તેની પ્રજા ગૂજરાતી લોકો સૂરતનું કાપડ તથા કેલીકો આણે છે તે પહેરે છે.' [The cloth he (King of Sokotra) and his people weare are stuffs and *callicoes of Suratt which Guseratts bring.*']

---

*'Every one from the Cape of Good Hope to China, man and woman, is clothed from head to foot' in the products of the Indian looms.

વિશાળ ભારત સાથેનો આપણો વેપાર ઇંગ્રેજ પચાવી પડ્યા, પણ તૃષ્ણાનો પાર કોણ પામ્યું છે? એટલે પછી તેઓ રાતા સમુદ્રમાંથી પણ આપણને હાંકી કાઢવા ઇચ્છતા હતા. પણ એ સમયે રાજકુમાર શાહજહાન સુરતનો સુબો હતો, એણે રાતા સમુદ્ર સારુ માલ ઊપાડવાની ઇંગ્રેજોને મના કરી. આ અંકુશ દૂર કરાવવા સારુ તે બહુ મથ્યા, પણ કાંઈ વળ્યું નહિ. બિડલ્ફ તા. ૨૫-૧૨-૧૬૧૯ને દિવસે કંપનીને લખે છે: "સુરતના સુબાએ તથા બધા વેપારીઓએ રાજકુમારને કહ્યું, કે 'ઇંગ્રેજને અરબસ્તાન સાથે વેપાર કરવા દેશો તો અમે બધા ભૂખભેળા થઈ જશું અને આખું સુરત શહેર ધાનધાન કરશે. રાતા સમુદ્ર વિના બીજું એકે વેપાર કરવાનું સ્થળ અમારે છે નહિ, અને એ એકથી અમને સંતોષ છે. તુષ્યતુ દુર્જનન્યાયે ઇંગ્રેજ ભલે દક્ષિણ ઇત્યાદિનો વેપાર રાખે.' રાજકુમાર અને બધા સામાન્ય રીતે આપણા કરતાં તેમના પોતાના લોકોનું હિત વધારે જુએ છે, ને રાવ પણ એની વધારે સાંભળે છે." ફેટીપ્લેઇસ તા. ૧૫-૧૨-૧૬૧૯ ને દિવસે લખે છે: 'રાતા સમુદ્ર સાથે વેપાર કરવાની છૂટ અમે માગી, પણ શાહજહાને નિરપવાદ અને ચોકખી ના પાડી, અને કહ્યું કે તેથી સુરતના વેપારી ભીખ માગતા થાય.'

પણ આ અંકુશ, જે બહુ દિવસ નભવાનો નહોતો, તે નખાય નખાય ત્યાં, 'એન' વિલાયત ગયું અને 'ડ્રેગોન' જાવા સુમાત્રા ગયું એવાકમાં જ, 'લાયન' નામનું કંપનીનું વહાણુ મોખા જવા નીકળ્યું. તેમાં ૬૬,૦૦૦ માહમુદી ઉપરનો માલ ભર્યો હતો, જેમાંથી ૫૫,૦૦૦ માહમુદી ઉપરનો

હિંદી માલ હતો. 'જમ્મુસરની ગળી,' લાખ, ઇત્યાદિ ન ગણુતાં એ બધો માલ નીચેની વીગતે કાપડ જ હતો:.

| | માહમુદી | પૈસા |
|---|---|---|
| કેનીકીન, ૬૪ કોડી | ૧૩,૪૬૨ | ૨૦ |
| એલેજા, ૭૯ [¾?] કોડી | ૭,૩૬૮ | ૨૭॥ |
| ચાદર, ૧૭૩ કોડી | ૬,૮૯૧ | ૨૨ |
| ધોળકાની ડફી, ૯૨ કોડી | ૫,૩૭૨ | ૨॥ |
| ટૂંકા પનાના બાફતા, ૮૦ કોડી | ૪,૫૬૧ | ૦ |
| વિવિધ | ૪,૧૯૯ | ૨ |
| શેશી, ૫૦ કોડી | ૧,૨૨૦ | ૦ |
| શેશી, ૧૧૬ તાકા (ફેંટાનું કાપડ) | ૧,૪૮૬ | ૨૫॥ |
| બાઇરામી વાદળી, ૨૨ કોડી ૧૪ થાન | ૧,૩૩૮ | ૨ |
| એરામી, ૭૫ કોડી | ૧,૩૩૧ | ૮ |
| કોરીયા નામની લુંગી, ૧૧½ કોડી | ૧,૦૯૫ | ૮ |
| લુંગી, ૧૧ કોડી ૧૬ થાન | ૨૭૩ | ૧૯ |
| ઝરીબાફ, ૧૦૦ તાકા | ૫૬૦ | ૧૪ |
| બોકર, ૧૩½ કોડી | ૪૯૩ | ૩૦ |

# ધોળા દિવસના ચોર

## ૧

किञ्चिच्च किञ्चिच्च समाहरन्त: ।
प्रत्यक्षचौरा वणिजो भवन्ति ॥

'(બ્રિટિશ) સામ્રાજ્ય વેપારસ્વરૂપ છે. વેપારથી એની ઉત્પત્તિ થઈ છે, વેપાર એનો પાયો છે, અને વેપાર વિના તે એક દિવસ ટકી શકે નહિ. હિન્દુસ્થાન જેવો આપણને ખટાવવાવાળો ગ્રાહક બીજો એકે નથી ને ભવિષ્યમાં કદાપિ મળવાનો નથી, એટલે એ દેશ ઉપરની આપણી સત્તાને હું કોઈ દિવસ નષ્ટ થવા ન દઉં.'

—ચેમ્બરલેઇન

સને ૧૬૦૦માં અંગ્રેજોએ આપણી સાથે વેપાર કરવા કંપની સ્થાપી, ત્યારથી તે સને ૧૭૫૭ માં ક્લાઇવે પલાશીની લડાઈમાં નવાબને હરાવીને બંગાળા હસ્તગત કર્યું, ત્યાર સુધીના વિલાયત સાથેના આપણા વેપાર ઉપર સહજ દૃષ્ટિપાત કરવાની આ લેખમાં ધારણા છે.

૧૬૩૮ ના માર્ચની ત્રીજી તારીખે કંપનીએ સુરત વાણોતરને કાગળ લખ્યો હતો, તેમાં સૂતરાઉ કાપડને 'હિન્દુસ્થાન સાથેના આપણા વેપારના મુખ્ય આધાર' (મેઈન્ સપોર્ટ્)રૂપે વર્ણવેલ છે.

'કેલિકો' નામ કંપનીના દફતરમાં પહેલવહેલું ૧૬૦૨ના ઑગસ્ટમાં મળી આવે છેઃ 'સોકોટ્રા પાસે કેટલાક વહાણવાળા પાસેથી એક તાકાના ચાર શિલિંગ લેખે કેલિકો લીધો, એના અહીં ૧૨ શિ. ઉપજે છે;' 'ઇંગ્લંડમાં કેલિકો તથા છીંટ કેવાંક ખપે છે તેની તપાસ કરવી, જેથી કરીને પૂર્વ તરફના વાણોતરોને તે મોકલવા લખી શકાય;' 'ગળી, કેલિકો ઇ. સૂરતનો મુખ્ય વેપારી માલ છે;' ઇ. ઇ.

૧૬૦૯માં વિલ્યમ ફિંચે લખ્યું, કે 'ભરૂચના બહુ જ ઝીણા બાફતા તાકાની ૧૦ થી ૫૦ માહમુદીને ભાવે મળે છે; સેમિયાની તથા એવાં બીજાં નવસારીનાં જાડા પોતનાં કાપડનો પનો કેલિકો કરતા મોટો હોય છે અને તે બાફતા કરતાં ઇંગ્લંડ સારુ વધારે લાયક છે; ડોટી, બહેરામી તથા જરીઆફનો સરેરાશ ભાવ ૬ માહમુદી હોય છે; આ ઉપરાંત *છીંટ, રજાઇ, અને કોમોરીન કાપડ મળે છે.' આ વિના કાપડની બીજી કેટલીક જાતોનાં નામ બ્રેડશૉએ આપ્યાં છે.

૧૬૧૪માં કંપનીએ ૧૫ ટન તોલના અને ૨,૮૦૨ પા. ૧૦ શિ.ની કિમ્મતના ૧૨,૫૦૦ તાકા નીચેની વિગતે મગાવ્યા હતા:

| | | | | |
|---|---|---|---|---|
| થાનના | ૩ શિ. | ને ભાવે | ૪,૦૦૦ | બાફતા |
| ,, | ૪ ,, | ,, | ૨,૦૦૦ | ,, |
| ,, | ૬ ,, | ,, | ૨,૦૦૦ | સેમિયન |

* ૧૬૫૫ માં અંગ્રેજ ડાયરિસ્ટ એવેલીને ઍશસ્ટેડમાં લેડી મોરડૉંટના ઘરમાં એક ખંડ જોયો હતો, 'જેમાં હિન્દુસ્થાનના વિવિધ વેપારધંધાનાં સુંદર ચિત્રવાળી નાનીમોટી આકૃતિઓથી ભરેલા છીંટના પડદા ટાંગ્યા હતા.'

| | | | | |
|---|---|---|---|---|
| ,, | ૮ ,, | | ,, | ૨,૦૦૦ ,, |
| ,, | ૧ ,, ૬ પે. | | ,, | ૧,૦૦૦ રંગીન સેમિયન |
| ,, | ૨ ,, ૬ ,, | | ,, | ૧,૦૦૦ છીંટ |
| ,, | ૫ ,, | | ,, | ૨૫૦ શેશ |
| ,, | ૮ ,, | | ,, | ૧૦૦ ,, |
| ,, | ૧૦ ,, | | ,, | ૭૫ ,, |
| ,, | ૧૫ ,, | | ,, | ૫૦ ,, |
| ,, | ૨૦ ,, | | ,, | ૨૫ ,, |

બીજા માલમાં મુખ્ય ૧૦,૦૦૦ પા. ની સરખેજની ગળી ૭૦ ટન, ને તે ઉપરાંત ૫૦૦ પા. નું સૂતર, ૫૦૦ પા. ની શેતરંજી, ૧૦૦–૧૦૦ પા. નું આદુ ટન ૩ તથા અફીણ ટન ૨, અને ૮૦૦ પા. ની લાખ ટન ૨૫ હતાં.

૧૬૧૮ના ડિસેમ્બરની ૧ લી તારીખે ફેટિપ્લેસે કંપનીને લખ્યું, કે 'ગળી ઓછી અને કેલિકો વધારે મોકલવા આપે લખ્યું તે જાણ્યું.' ૧૬૧૯ના ફેબ્રુઆરીની ૨૬–૨૮મીએ સુરતના પ્રધાન વાણોતર(પ્રેસિડંટ) કેરિજ્જે અમદાવાદ વાણોત્તરોને લખ્યું, કે 'ભરૂચમાં મળી શકે તે કરતાં વધારે પ્રમાણમાં મોટા પનાના બાફ્તા કંપની માગે છે. અમે વડોદ્રાનો અનુભવ લઈ જોશું અને તમે ધોળકા તપાસ કરો તો ઠીક. ડોટી કરતાં બમણા પનાનું કાપડ મળી શકે તો સારું.' ઑગસ્ટની બીજીએ કેરિજ્જે મછલીપટ્ટમ વાણોતરોને લખ્યું, કે 'ત્યાંનું કાપડ અહીંના કરતાં સારું ને સોંઘું હોય છે એમ જણાય છે, એટલે આપણા શેઠ[કંપની] ઇચ્છે છે કે તમે તે વધારે જથામાં ચડાવો,' અને ૧૮ મી ઑક્ટોબરે માર્ટિનને ભરૂચ લખ્યું, કે 'શેઠના હુકમ પ્રમાણે ટૂંકા તેમજ

મોટા પનાના બાફતા જેમ બને તેમ વધારે ઇંગ્લંડ સારુ વહોરવા, કેમકે આ દેશમાં મળે છે તેના કરતાં ત્યાં વધારે ખપે છે.' નવેમ્બરની ૩જી તથા પમીએ એણે કંપનીને કાગળ લખ્યો, એમાં પણ 'કાપડ વધારે ને ગળી ઓછી આવે એવી આપની ઉત્સુકતા'નો ઉલ્લેખ છે.

૧૬૨૦માં કંપનીએ ૫૦,૦૦૦ થાન કેલિકો ઉપાડયો, તે અહીં તાકાના ૭ શિ. ને ભાવે પડયો હતો અને ઇંગ્લંડમાં તાકાના ૨૦ શિ. ને ભાવે વેચ્યો.

૧૬૨૧માં ૧,૨૩,૦૦૦ થાન અને ૧૬૨૫માં ૧,૬૫,૯૦૦ કરતાં વધારે થાન ઊપડયાં. ૧૬૨૧ની વીગત આ પ્રમાણે છે:

૮૦,૦૦૦ ટૂંકા પનાના બાફતા, તાકાના ૨–૩ શિ. ને ભાવે
૧૮,૦૦૦ મોટા પનાના ,, ,, ૩–૫ શિ. ,,
૫,૦૦૦ નિક્કાની
૪,૦૦૦ સેમિયાની
૧૬,૦૦૦ ડોટી

આ બાફતામાં (૧) આગરા, પટણા તથા તેની પાસેનાં ગામોમાંથી લીધેલા ૧ાા રૂપિયે તાકાના ભાવના જાતજાતનાં કાપડના ૨૦,૦૦૦ તાકા, અને (૨) લાહોર તથા તેની પાસેનાં ગામોમાંથી ખરીદેલા એ જ ભાવનાં ૨૦,૦૦૦ થાનનો સમાવેશ થાય છે.

આ પ્રમાણે ઇંગ્લંડમાં હિન્દી કાપડનો ખપ દિવસે દિવસે વધતો જ ગયો, એટલે કેરિજે ૧૬૨૪ના નવેમ્બરની ૧૫મી લખ્યું, કે 'વર્ષે વર્ષે એટલું બધું કાપડ ચડાવવું જોઈએ છે, કે ગયે વર્ષે વધાવી લીધેલી કેટલીયે પેઢી પાછી ચાલુ કરવી પડશે.'

૨

## ઉજમાળો ગુજરાત

ઈશુના સત્તરમા શતકમાં આપણા દેશમાં પરદેશી પ્રવાસી આવ્યા હતા, તેમનાં લખાણમાંથી એ સમયે સૂતરાઉ તથા રેશમી કાપડનો ઉદ્યોગ હિંદુસ્થાનમાં કેવો ધમધોકાર ચાલતો હતો તે જણાય છે.

નવસારી વિષયે વિલ્યમ ફિંચ લખે છે, કે 'સુરતને ત્રીજે દરવાજેથી નવસારી જવાય છે, તે સુરતથી દશ કોશ દૂર છે. એની પાસે સરસ નદી છે અને ત્યાં કેલીકોનો મોટો જથો [ગ્રેઈટ સ્ટોર] બને છે.'

પીટર દલા વાલ નામનો ઇટેલીયન આજથી ત્રણસો ઉપર થોડેક વર્ષે અહીં આવ્યો હતો તે લખે છે:

'ભરૂચ* ઝીણા સૂતરાઉ કાપડના વેપારનું બહુ મોટું ધામ છે. બીજે કરતાં ત્યાં ઝીણું કાપડ વધારે જથામાં બને છે, અને

* ઈ. સના સત્તરમા શતકમાં સુરત જે ઉચ્ચપદ ભોગવતું હતું એ જ પદ ઈ. સ. પૂર્વે અનેક શતક ભરૂચ ભોગવતું. જાતક (૧૧-૯)માં એવું આવે છે, કે બુદ્ધ એકવાર ભરુકચ્છ બંદરમાં મોટા વહાણવટીને ઘેર અવતર્યા હતા ( भरुकच्छं नाम पट्टनगामो अहोसि। तदा बोधिसत्तो भरुकच्छे निय्यामजेट्ठस्स पुत्तो हुत्वा... ।). વળી જાતક(૫-૧૦)માં ભરુકચ્છના વણિક આવે છે, જેનું વહાણ સુવર્ણભૂમિ જતાં વચ્ચે ભાંગી ગયું હતું:

भरुकच्छपयातानां वाणिजानां धनेसिनाम् ।

मकरेहि भिन्ना नावा फलकेनाहमप्लविम् ॥

અને સુરત પહેલાં એ પદવી ખંભાતની હતી. કોંતી નામના ઇટેલિયન પ્રવાસી(૧૪૨૦-૪૪)ના કહેવા પ્રમાણે એનો ઘેરાવો

તે એશિયામાં જ નહિ પણ આપણા યુરેપ સુધી જાય છે. અંગ્રેજ અને વલંદા વર્ષે વર્ષે એ કાપડનાં પાંચ છ મોટાં વહાણ ભરી લઈ જાય છે. વહાણે ચડાવવામાં સોઈ થાય એટલા સારુ એ કાપડના રોમન ગાડી જેવડા બહુ મોટા દડા બનાવે છે. આપણા ટુવાલ કરતાં સહજ મોટો લૂગડાનો કટકો અલેપ્પો જાય એટલે ત્યાં તેના ૩-૪ પિયાસ્ટર (=૧૨ કે ૧૬ શિ.) અને ઇટલીમાં ઓછામાં ઓછા ૭ ક્રાઉન ઉપજે

---

૧૨ માઈલનો હતો. નીકીટિન(૧૪૬૮–૭૧) લખે છે, કે ત્યાં હરેક જાતનો માલ બનતો. વાર્થેમા(૧૫૦૨) કહે છે, 'ભારતમાં શ્રેષ્ઠ બંદરની પદવી સારુ કાલિકટ ખંભાત હારે સ્પર્ધા કરતું.'

'ખંભાતથી વર્ષે વર્ષે સૂતરાઉ ને રેશમી કાપડથી ભરેલાં ૪૦-૫૦ વહાણ નીકળતાં.'

'ખંભાત ને બંગાળા મળીને આખા ઇરાન, તાર્તરી, તુર્કસ્તાન, સીરિયા, બાર્બરી, અર્થાત્ આફ્રિકા, ઍરેબિયા ફેલિક્સ, ઇથિયોપિયા, હિન્દ અને સંખ્યાબંધ બેટોને રેશમી ને સૂતરાઉ કાપડ પૂરું પાડતાં.'

બાર્બોસા(૧૫૦૦–૧૫૧૬) લખે છે, 'ખંભાત બધા દેશના વેપારીઓથી અને ફ્લૅંડર્ઝના જેવા જાતજાતના કામમાં કુશળ કારીગરોથી ભરેલું સારું બાંધેલું શહેર છે.........આ શહેરમાં હરેક જાતના કામમાં ઉત્તમ કારીગર જોવામાં આવે છે.' એડનમાં બાર્બોસાએ કાપડથી ભરેલાં ખંભાતનાં વહાણની એટલી મોટી સંખ્યા જોઈ, કે એને નવાઈ લાગી, અને લખ્યું: 'ખંભાતથી આ વહાણમાં આવે છે એટલું બધું કાપડ આ લોકો વાપરતા હોય એ અશક્ય વસ્તુ જણાય છે.' બાર્બોસાએ લખ્યા પ્રમાણે ખંભાતનું કાપડ સિયામ, મલાક્કા, જાવા, સુમાત્રા, સેલિબીસ ને ચીનમાં ખપતું.

છે. આ એક નાનકડા શહેરમાંથી કેટલું ધન નીકળે છે, અને રાજાને માંડવીની ઊપજ કેટલી બધી હશે તે આ ઉપરથી તમે અનુમાન કરી શકશો. વિસ્તાર તથા મકાન પરત્વે ટસ્કનીમાં સીએના છે તેના કરતાં ભરૂચ મોટું નથી, છતાં વસ્તીમાં એનાથી ત્રણગણા કરતાં વધારે છે.'

સૅંડક્રૉફ્ટે ૧૬૧૪[૧૬૧૫]ના માર્ચની પહેલી તારીખે કંપનીને લખ્યું હતું, કે 'બાફતા તથા સૂતરને સારુ ભરૂચ આખા દેશમાં મુખ્ય સ્થાન જ છે.'

૧૬૪૧ તથા ૧૬૬૭ વચ્ચે ટેવર્નિયર હિન્દુસ્થાનમાં ખૂબ ફર્યો હતો, તે ભરૂચ વિષયે લખે છે:

'જેનામાં સૂતરાઉ કાપડને નિખારવાનો વિશેષ ગુણ છે એવી એની નદીને કારણે ભરૂચ હમેશાં બહુ પ્રખ્યાત રહ્યું છે. જ્યાં જ્યાં એવી સગવડ ન હોય ત્યાં ત્યાં બધેથી કાપડ અહીં નિખરાવા આવે છે. આ ઠેકાણે મોટા જથામાં બાફતા અથવા સૂતરાઉ કાપડના લાંબા તથા પહોળા કટકા બને છે. આ કાપડ બહુ ઝીણું તથા ધાટું વણેલું હોય છે, અને એક તાકાનું મૂલ્ય રૂા. ૪ થી ૧૦૦ હોય છે.'

મિલ્બર્નના 'ઓરિયેંટલ કૉમર્સ' [૨-૧૫૬, ૧૬૬૦]માં લખે છે, 'બંગાળાનેય અપવાદરૂપ ન ગણતાં જગતના બીજા કોઈ ભાગમાં એટલા જ વિસ્તારમાં બને છે એના કરતાં ભરૂચમાં વધારે સૂતરાઉ કાપડ બને છે, ને તે પણ આછામાં આછું' (Broach produces more manufactures and those of the finest fabrics than the same extent of country in any other part of the world, not excepting Bengal).

ઓલ્ડવર્થે કંપનીને અમદાવાદથી ૧૬૧૩ના નવેંબરની ૯મીએ લખ્યું, કે

'અમદાવાદ અને સુરત વચ્ચે અમે બે શહેર પાસેથી નીકળ્યા. એક ભરૂચ, તે સુરતથી બે દિવસને ગાળે છે; બીજું વડોદ્રું, તે સુરતથી પાંચ દિવસ દૂર છે. આ બેય ઠેકાણે આપણા દેશને લાયક ઘણો માલ બહુ વાજબી ભાવે મળે છે, જેવો કે સૂતર, ધોળા બાફતા, રંગીન બાફતા ઇ., અને સુરત કરતાં ઘણો સોંઘો મળે છે.' [તે જ દિવસે એણે કેપ્ટન માર્લોને લખ્યું, કે 'સુરત અહીંથી સાત દિવસની મુસાફરી છે.']

વડોદ્રા વિષે ટેવર્નિયર ટૂંકામાં લખે છે, કે 'તે ફળદ્રુપ જમીન ઉપર આવેલું મોટું શહેર[ગ્રેઇટ સિટિ] છે, ને ત્યાં કલિકટ[સૂતરાઉ કાપડ]નો બહોળો વેપાર[વાસ્ટ ટ્રેઇડ] છે.' બીજો એક ફ્રેંચ પ્રવાસી થેવનો ૧૬૬૬માં આવ્યો હતો એણે વડોદ્રાનું વર્ણન કર્યું છે, અને નડિયાદ મહેમદાવાદનો પણ ઉલ્લેખ કર્યો છેઃ

'વડોદ્રું ગૂજરાત પ્રાંતનાં ઉત્તમ શહેરો માંહ્યલું એક છે. તે એક મોટું અર્વાચીન શહેર છે, અને એક બીજું ખંડિત થયેલું જૂનું શહેર એનાથી ગાઉ દૂર છે અને વડોદ્રા તથા રાજાપુર[?] નામ ધરાવે છે, એના ઉપરથી એનુંય નામ પડયું છે. શહેરને અડખેપડખે સારો ગઢ અને કોઠા છે. એમાં વાણિયા બહુ વસે છે. ગૂજરાતમાં ઝીણામાં ઝીણું કાપડ અહીં બને છે, એટલે કારીગર પણ ઘણા છે, જે એને બનાવવામાં સતત રોકાયેલ હોય છે. . . . વડોદ્રા અને અમદાવાદ વચ્ચે સાધારણ મોટાં બે શહેર[ટાઉન્ઝ ઑર

ઈંડિફરંટ બિગ્નેસ ] છે. એકનું નામ નડિયાદ છે ને બીજાનું મહેમદાવાદ, જ્યાં ઘણું કાપડ બને છે, અને મહેમદાવાદ ગૂજરાતના મોટા ભાગને તથા બીજા પાડોશના દેશોને સૂતર પૂરે છે.'

૧૬૭૩માં ઓગલ્બી લખે છે: 'શહેર[ મહેમદાવાદ ]ના રહેવાસી મોટે ભાગે વણકર છે.' વળી તે કહે છે: 'વડોદ્રાની પશ્ચિમ દિશાએ એક મોટું પરું છે, ત્યાં વણકર અને રંગારા વસે છે. આ લોકો મોટે ભાગે એંજન[ વાંઝા? ], કેટિય [?], અને થોડાક મુસલમાન છે.'

ટેવર્નિયર અમદાવાદ દશબાર વખત આવ્યો હતો, તે લખે છે, કે 'અમદાવાદ હિન્દુસ્થાનનાં સૌથી મોટાં શહેરો માંહેલું* એક છે, અને ત્યાં રેશમી કાપડ, સોનેરી રૂપેરી તારના પડદા તથા મશરુનો મોટો વેપાર છે.' વળી તે કહે છે, 'શિતપુર[સિદ્ધપુર] ઘણું સારું શહેર છે, ને ત્યાં છીંટનો બહુ મોટો વેપાર છે, એટલે એનું એવું નામ પડ્યું છે.' ટેવર્નિયર જાણે એ છીંટપુર છે!

ફિંચ ૧૬૧૦માં સુરતથી આગરા ગયો, તે અમદાવાદનું વર્ણન કરતાં લખે છે, 'એનાં મકાન એશિયા કે આફ્રિકાના કોઈ પણ શહેર સાથે સરખામણીમાં ઊતરે એવાં છે. એના રસ્તા મોટા છે, ને તેની ઉપર લાદી પાથરેલી છે. એનો વેપાર જબર છે, કેમકે લગભગ દશ દશ દિવસે અહીંથી

---

* મિટફોર્ડે ૧૬૧૪ના ડિસેમ્બરની ૧૬મીએ કંપનીને લખ્યું હતું, 'કે અમદાવાદ લંડન શહેર તથા પરાં જેવડું વિશાળ મોટું શહેર છે' [ ગ્રેઇટ ટાઉન ઍઝ સ્પેશિયસ ઍઝ ધી સિટિ ઍંડ સબર્બ્ઝ ઑફ લંડન ].

માલથી ભરેલાં બસેં ગાડાં ખંભાત જાય છે. એના વેપારી ધનાઢ્ય છે, અને એના કારીગર કોતરકામમાં, છાપણીમાં, સોનેરી રૂપેરી ભરત ભરવામાં તથા જડતરમાં એક્કા છે.'

['The buildings comparable to any city in Asia or Africa, the streets large and well paved, the trade great (for almost evey ten days goe from hence two hundred coaches richly laden with merchandise for Cambaya), the merchants rich, the artificers excellent for carvings, paintings, inlayd workes, imbroydery wih gold and silver.']

૩

આ વિના બીજાં સ્થળોનો પણ ટેવર્નિયરે ઉલ્લેખ કર્યો છે.

બુરહાનપુર, જે પર્ચસના લખ્યા પ્રમાણે લંડન કરતાં બહુ મોટું [મચ બિગર] હતું, તેને વિષયે ટેવર્નિયર કહે છે: 'જેમ આખા પ્રાન્તમાં તેમ બુરહાનપુરમાં તદ્દન ચોખ્ખા તથા સફેદ કાપડનો પ્રચંડ જથ્થો [પ્રોડિજિયસ ક્વૉણ્ટિટિ] બને છે, જે ઇરાન, તુર્કસ્તાન, મસ્કોવિયા [રશિયા], પોલંડ, અરબસ્તાન, ગ્રૅંડ કાઇરો [મિસર] અને બીજા દેશોમાં જાય છે. કેટલાક ઉપર ભાતભાતનાં રંગવાળાં ફૂલ છાપેલ હોય છે, તેમાંથી સ્ત્રીઓ ઓઢણી બનાવે છે: એ જ કાપડમાંથી ગાદલાંના ઓછાડ અને રૂમાલ પણ થાય છે. બીજી એક કાપડની જાત થાય છે, તેને રંગતા નથી, પણ આખા થાનમાં સળંગ એક બે સોનેરી કે રૂપેરી પટ્ટા હોય છે, અને તેને બેય છેડે એકથી માંડીને ૧૨–૧૫ તસુ પહોળા સોનેરી, રૂપેરી રેશમી બુટ્ટા ભરેલા હોય છે; આ છેડામાં સવળું અવળું હોતુ નથી,

બેય બાંજુ એકસરખી સરસ હોય છે. આવાં થાનને પોલંડ લઈ જાય છે, ત્યાં તે બહુ ખપે છે. . . . ઓઢણીનાં થાન ૧૫થી ૨૦ ગજ લાંબાં હોય છે ને એના ૧૦૦થી ૧૫૦ રૂપિયા બેસે છે; ટૂંકામાં ટૂંકું થાન ૧૦-૧૨ ગજ નીચે નથી હોતું. આ જ જાતના બબ્બે ગજના કટકા થાય છે તેમાંથી અમીરઉમરાવની સ્ત્રીઓ બુરખા ને પછેડા બનાવે છે, અને તે ઇરાન તથા તુર્કસ્તાનમાં બહુ ખપે છે. આ પ્રાન્તમાં રૂ થાય છે એટલું બીજા કોઈ પ્રાન્તમાં નીપજતું નથી, એટલે બુરહાનપુરમાં બીજું પણ ભાતભાતનું કાપડ થાય છે.'

સુરત બુરહાનપુર વચ્ચે નવાપુરા ગામ છે, તે ટેવર્નિયરે લખ્યા પ્રમાણે 'વણકરોથી ભરેલું મોટું શહેર' [એ ગ્રેઇટ ટાઉન ફુલ્લ ઑફ વીવર્ઝ] હતું.

વળી સીરોંજ* વિષયે તે લખે છે: અહીં જાતજાતનાં છીંટનો મોટો વેપાર ચાલે છે. ઇરાન તથા તુર્કસ્તાનના લોકોનો પહેરવેશ આ છીંટ જ છે; બીજા દેશોમાં પણ એમાંથી પથારીની ચાદર તથા મેજ-પથરણાં બનાવે છે. સીરોંજમાં કાપડ થાય છે એવું કાપડ બીજા ભાગમાંય બને છે, પણ એના રંગ એવા ખીલતા નથી: વળી એ વારંવાર ધોવાતાં જરી જાય છે. પણ સીરોંજનું કાપડ તો જેમ વધારે ધોવાય તેમ એના રંગ દીપી ઊઠે છે. સીરોંજ શહેરને પડખે નદી છે, એના પાણીમાં એવો ગુણ છે કે તેથી તેથી રંગ સરસ લાગે છે. અને વરસાદ વરસતો હોય તે

* સર ટૉમસ રોએ કંપનીના સુરત વાણોતરને લખ્યું હતું, કે 'સીરોંજનું કાપડ આખા રાજ્યમાં આછાપણામાં ચડે છે' (In fineneѕ exceeds all the Kingdome.')

બધો વખત કારીગરો પરદેશી વેપારીઓએ આપેલા નમૂના પ્રમાણે કાપડ છાપ્યા કરે છે, કારણ કે વરસાદ બંધ પડે એટલે પાણી ધાટું હોય છે, અને કાપડ જેમ વધારે વાર બોળાય તેમ રંગ વધારે પાકા થાય છે.

'સીરોંજમાં બીજી એક જાતનું કાપડ થાય છે તે એટલું ઝીણું હોય છે, કે માણસ તે પહેરે ત્યારે જાણે તે નવસ્ત્રું કેમ ન હોય તેમ તેની ચામડી એમાંથી સોંસરી દેખાય છે. આ જાતનું કાપડ પરદેશ ચડાવવાની વેપારીઓને બંધી છે; કારણ સૂબો એવું બધું કાપડ મોગલ બાદશાહના અંતઃપુરમાં તથા મુખ્ય અમીરઉમરાવોને મોકલે છે. તેમાંથી બેગમો તથા અમીરોની સ્ત્રીઓ ઊનાળામાં પહેરવાનાં લૂગડાં કરાવે છે.'

મુલતાનમાં પણ 'ખૂબ કાપડ બને છે' એમ ટેવર્નિયર લખે છે.

પટણાથી ત્રીશ માઇલ દક્ષિણે લખૌર ગામને વિષયે હ્યૂઝે પટણાથી સુરત વાણોતરોને તા. ૬–૮–૧૬૨૦ ને દિવસે લખ્યું કે, "અહીંના આડખેપડખેના પ્રદેશમાં 'અમ્બટી' નામનું કાપડ એટલું બધું થાય છે, કે વણકરોના કહેવા પ્રમાણે રોજ તેઓની શાળો ઉપરથી ૧,૦૦૦ થાન સતત ઊતર્યા કરે છે." ૧૬૬૧માં કેનના એક કાગળમાં લખ્યું છે, કે 'પટણાથી ૧૨ કોસ દૂર બનારસ[ ? ]માં અને ૧૬ કોસ દૂર લખોરમાં ઇરાનમાં ખપતું ૧ાા થી ૩ રૂપિયે તાકાના ભાવનું અમ્બટી તથા કેમકેની નામનું ધોળું કાપડ થાય છે. આ કાપડમાં આર્મીનિયન તથા મોગલ વેપારીઓ વર્ષે ઓછામાં ઓછા દશ લાખ રૂપિયા રોકે છે.'

બારાબાંકી જિલ્લામાં દરિયાબાદ અને સીતાપુર જિલ્લામાં ખૈરાબાદ આ બે ગામ પણ ખાદીની ઉત્પત્તિ સારુ પ્રખ્યાત હતાં.

તા. ૨૯–૧૧–૧૬૪૧ને દિવસે કંપનીએ સુરત વાણોતરો પાસેથી 'દરિયાબાદ અહીં ઠીક ખપે છે તેના' ૨૦,૦૦૦ તાકા મગાવ્યા હતા.

૧૬૩૫માં ઇંગ્રેજ ને ફિરંગી વચ્ચે સંધિ થઈ એટલે ઇંગ્રેજોએ સિન્ધ હારે વેપાર શરૂ કર્યો. બે વાણોતર સિન્ધ ગયા, ને તેમણે ઠઠ્ઠાથી તા. ૧૮–૧૨–૧૬૩૫ને દિવસે લખ્યું:

'ઠઠ્ઠાથી પાસેમાં પાસેનું શહેર નસરપુર છે, તે આ પ્રદેશમાં કાપડનું મુખ્ય ધામ છે. કહે છે, કે ત્યાં લગભગ ૩,૦૦૦ વણકર કુટુંબ વસે છે. . . ત્યાં "જુરી" નામના બાફતા થાય છે, તે લંબાઈમાં ૧૭ ઠઠ્ઠાશાઈ ગજ (=લગભગ ૨૦ાા સુરતશાઈ ગજ) અને પહોળાઈમાં ૦ાા ગજ (=સુરતશાઈ તસુ ૨૨) હોય છે. કાપડ બહુ મજબૂત હોય છે, સૂતર એકધારું કાંતેલું અને સારું વણેલું હોય છે.'

'સેહવન શહેર પણ આ નદી ઉપર જ આવેલું છે, અને સ્થળમાર્ગે અહીંથી ૬૦ કોસ દૂર છે. ત્યાં પણ આશરે ૧,૦૦૦ વણકર કુટુમ્બ રહે છે, તેઓ બહુ સારી જાતના બાફતા બનાવે છે.

'આજ નદી ઉપર આવેલું બક્કર નામનું એક બીજું શહેર અહીંથી લગભગ ૨૫૦ ગાઉ દૂર છે, ત્યાં બાફતા ઠીક જથામાં મળે છે. . . .

'કચ્છ દેશનું મુખ્ય બંદર માંડવી છે, ત્યાં ફિરંગી નાળિયેર લઈ જાય છે ને એને સાટે રૂ લઈ આવે છે.

'ઠઠ્ઠા લહરીઅંદરથી સ્થળમાર્ગે આશરે ૨૮ ગાઉ દૂર છે, ને ત્યાં જ લગભગ ૩,૦૦૦ વણકર કુટુંબ રહે છે; પણ તેમાંનાં ઘણાંખરાં ઇરાન તથા તુર્કસ્તાનમાં ખપતા ચોકડીવાળા ભાતભાતના "અલેજા" વિના બીજું કાંઈ વણતાં નથી. . . . બીજાં ભાતીગળ કાપડ વણે છે, અને બહુ થોડાં બાફતા વણે છે પણ તે બહુ બારીક પોતના હોય છે. . . . અહીં વળી એક જાડી જાતના જિંઘામ થાય છે તેને "સેરિયા" કહે છે તે ખાસ સઢને સારુ બેતારા વણાય છે. તેની લંબાઈ ૨૦ ગૂજરાતી ગજ ને પનો ૧૯ ગૂજરાતી તસુ હોય છે.'

સિન્ધની ખાદી વિષયે હેમિલ્ટન લખે છે;

"તેઓ 'જમાવાર' નામનું રેશમી કાપડ, 'કટ્ટની' નામનું ગરભસૂતરું કાપડ, 'કલ્મલી' નામનું ઊન તથા રેશમનું ભેળું વણેલું કાપડ અને જાડાઝીણા ઘટ્ટ વણાટના કેલિકો બનાવે છે. તેમનું બનાવેલું 'જુરી' નામનું કાપડ બહુ ઝીણું અને સુંવાળું હોય છે, અને મેં વાપરેલા બીજા કોઈ સૂતરાઉ કાપડ કરતાં વધારે ટકે છે. તેઓ બહુ ઝીણાં અને સોંઘાં છીંટ અને અત્યન્ત સુંદર ઓછાડ બનાવે છે."

આપણા સૂતરાઉ તથા રેશમી કાપડના ઉદ્યોગ વિષે ટેવર્નિયરે ઘણું કહ્યું છે, પણ તે આવતા અધ્યાયમાં જોઈએ.

૪

'ભારતમાં પ્રવાસ' નામના પોતાના ગ્રન્થમાં ટેવર્નિયરે આપણા દેશમાં એ સમયે નીપજતી વસ્તુઓનું એક આવગા પ્રકરણમાં વર્ણન કર્યું છે.

રેશમ વિષે તે લખે છે:

'બંગાળામાં કાસમબજાર નામનું ગામડું છે તે વર્ષે સો સો શેરની એક ગાંઠડી એવી રેશમની ૨૨,૦૦૦ ગાંઠડી પરદેશ ચડાવે છે. . . . વલંદા સામાન્ય રીતે છસાત હજાર ઉપાડે છે. . . . આ રેશમ બધું ગુજરાતમાં આણે છે, તેનો મોટો ભાગ અમદાવાદ અને સુરત આવે છે, ત્યાં તેને વણે છે.

'પ્રથમ તો રેશમ તથા સોનેરી તારની, રેશમ અને રૂપેરી તારની, અને એકલા રેશમની શેતરંજી બનાવે છે. ઊનની શેતરંજી વેદાપુર[?]માં બને છે.

'બીજું, સોનારૂપાના તારથી ભરેલી તથા સાદી સાટીન તથા એવા જ તાફતા બનાવે છે.

'ત્રીજું, અમદાવાદમાં બહુ જ ઝીણા પોતનાં અને વિવિધ ફૂલની ભાતવાળાં પટોળાં બનાવે છે, એના એક તાકાના ૮ થી ૪૦ રૂપિયા બેસે છે.

'કાસમબજારનું રેશમ પીળાશ ઉપર હોય છે, પણ એક ઝાડની રાખમાંથી રંગ બનાવીને તે એને લગાડે છે, એટલે પીળાશ ધોવાઈ જાય છે.'

પછી ટેવર્નિયર સૂતરાઉ કાપડ વર્ણવે છે, તેમાં પ્રથમ છીંટનો ઉલ્લેખ કરે છે:

'એક જાતના છીંટને કલમંદાર કહે છે, તે કલમથી રંગેલ હોય છે અને છાપેલ છીંટ કરતાં વધારે સુન્દર અને મોંઘું હોય છે. આવાં છીંટ ગોવલકોંડા રાજ્યમાં અને વિશેષે કરી ને +મછલીપટનને અડખેપડખે બને છે. . . .

+બર્નિયર નામનો બીજો એક પ્રવાસી લખે છે, કે 'ઔરંગઝેબના આમખાસ[કચેરી']ની બહાર કચેરી કરતાં મોટો એક તંબૂ

'મોગલ સામ્રાજ્યમાં છીંટ બને છે તે બધાં છાપેલ હોય છે. કલમકાર જેવાં આછાં નથી હોતાં, અને તેની ભાત પણ એવી સરસ નથી હોતી. લાહોરનાં* છીંટ સૌથી જાડાં અને એટલે સૌથી સોંઘાં હોય છે . . . એની એક કોડીના ૧૬ થી ૩૦ રૂપિયા બેસે છે.

'સીરોંજનાં છીંટ એક કોડીના ૨૦ થી ૫૦ રૂપિયાને ભાવે મળે છે. . . .

---

તાણ્યો હતો, અને તેને ઉપરથી કચેરી સાથે જોડી દીધો હતો. આ તંબૂની અંદર મછલીપટ્ટણનાં સુન્દર છીંટનું પડ ચડાવેલું હતું. એ છીંટ ખાસ આ ઉપયોગ સારુ જ બનાવેલ હોવાથી એના ઉપર એવા સ્વાભાવિક ફૂલની ભાત હતી, અને એના રંગ પણ એવા ખીલી નીકળેલા હતા, કે તંબૂની ચારે કોર સાચા ફૂલના ક્યારા હોય એમ લાગતું હતું. વળી તે કહે છે, કે 'દિલ્હીના કિલ્લામાં બાદશાહી કારખાનાં હતાં, તેમાંના એકમાં એણે રેશમ, કિનખાબ, અને ઝીણા સૂતરાઉ કાપડના કારીગરોને જોયા. આ ઝીણા કાપડમાંથી ફેંટા, સોનેરી ફૂલવાળા કમરપટ્ટા અને સ્ત્રીઓને પહેરવાની ચોરણી બનાવે છે, અને તે એવું આછું હોય છે કે ઘણી વાર તે એક રાતમાં જળી જાય છે. આ થોડીક ઘડી ચાલતા કપડા ઉપર સુંદર ભરત ભર્યું હોય તો તેના ૧૦-૧૨ ક્રાઉન બેસે છે.'

*લાહોર વિષયે કોર્યટ લખે છે, 'આખા જગતમાં મોટામાં મોટાં શહેરો માંહેલું એક તે છે, કારણ તેનો વિસ્તાર ઓછામાં ઓછા સોળ માઈલ જેટલો છે અને તે કોન્સ્ટાંટિનોપલ કરતાંય મોટું છે. ('One of the largest cities in the whole universe, for it containeth at the least XVI miles in compasse and exceedeth Constantinople itself in greatnesse.')

'આછાં છીંટ બુરહાનપુરમાં બને છે. . . .

'રાતા વાદળી અને કાળા રંગના બાફતાને હજી ધોયેલા જ હોય ત્યાં આગ્રા અને અમદાવાદ લઈ જાય છે, કેમકે રંગવામાં કામ આવતી ગળી જે જગ્યાએ મળે છે તે જગ્યાઓની પાડોશમાં જ આ શહેરો આવેલાં છે. એ બાફતાના એક તાકાના રૂપિયા ૨ થી ૩૦-૪૦ બેસે છે.'

ત્યાંથી ચાલતાં ટેવર્નિયર સફેદ કાપડની વાત કરે છે:

'સફેદ કાપડ થોડું આગ્રાથી અને લાહોરની આજુ-બાજુથી, થોડુંક બંગાળાથી, અને કેટલુંક વડોદ્રા, ભરૂચ, નવસારી અને બીજી જગ્યાએથી આવે છે. શાળ ઉપરથી ઉતાર્યા પછી એને નવસારી અને ભરૂચમાં લઈ આવે છે, કેમકે ત્યાં ઘાસ-વાળી વીડીની સોઈ છે અને લિંબુ પણ એટલામાં પુષ્કળ પાકે છે, એટલે નિખારવાની જોગવાઈ છે. લિંબુના પાણીમાં બોળે નહિ ત્યાં સુધી સૂતરાઉ કાપડ જોઈએ એવું ધોવાતું નથી.

'આગ્રા, લાહોર અને બંગાળાનું કાપડ કોડીબંધ વેચાય છે, અને ૧૭ રૂપિયાથી માંડીને ૩૦૦-૪૦૦ રૂપિયા સુધી એના અનેક ભાવ હોય છે.

'નવસારી ને ભરૂચના કાપડના તાકા શાળ ઉપરથી ઊતરતાં ૨૧ ગજ હોય છે, પણ ધોવાતાં ચડી જાય છે ને ૨૦ ગજ રહે છે.

'વડોદ્રાના તાકા શાળ ઉપરથી ૨૦ ગજના ઊતરે છે, ને ધોવાતાં ચડી જઈને ૧૯।। ગજ રહે છે.

'આ ત્રણ શહેરમાં બનતા બાફતા બે જાતના હોય છે: મોટા પનાના ને ટૂંકા પનાના. ટૂંકા પનાના બાફતાનો મેં ઉપર ઉલ્લેખ કર્યો છે, ને એની ૨ થી ૬ માહમુદી બેસે છે.

'મોટા પનાના બાફતા એક ગજ ને આઠ તસુ પહોળા હોય છે અને ૨૦–૨૦ ગજ લાંબા હોય છે. એનો સામાન્ય ભાવ ૫ થી ૧૨ માહમુદી હોય; પણ કોઈ વેપારી ત્યાં જઈને ખાસ મોટા અને આછા કરાવે તો એક તાકાની ૫૦૦ માહમુદી બેસે છે. એક હજાર માહમુદીને ભાવે વેચાતા બે તાકા મેં જોયા. એક અંગ્રેજોએ લીધો ને બીજો વલંદાએ. એની લંબાઈ ૨૮ ગજ હતી.

'મહમ્મદઅલી‡ બેગ ઇરાન+ તરફથી એલચી થઈને હિન્દુસ્થાન આવ્યો હતો. તે ઇરાન પાછો ગયો ત્યારે તેણે શાહ

‡ આ માણસનો ઇતિહાસ જાણવાજોગ છે. એ નાનો હતો તે વખતે વાંસળી વગાડતો વગાડતો ડુંગરામાં બકરાં ચારતો હતો ત્યાં એને ઇરાનનો બાદશાહ શાહઆબાસ શિકારે નીકળેલ હતો તેણે જોયો. બાળક ગોવાળીયાની હાજરજવાબીથી બાદશાહ ખુશ થયો, એટલે એને તેણે નિશાળે બેસાડ્યો. ભણીગણી પાવરધો થયો એટલે બાદશાહે એને નોકરીએ ચડાવ્યો, નોકરી સરસ બજાવી એટલે એને નાઝરનું ઉચ્ચ પદ આપ્યું; બે વાર તો એ હિન્દુસ્તાન એલચી થઈને આવ્યો હતો. મહમ્મદ ન્યાયી હતો, લાંચ તો શું પણ ભેટય લેતો નહિ. આને લીધે બીજા સામન્તો એના શત્રુ બન્યા પણ શાહઆબાસ જીવતાં તો તેમનું કાંઈ ચાલ્યું નહિ. શાહઆબાસ પછી કાચી અવસ્થાનો અને કાચા કાનનો એનો પૌત્ર શાહ સફી ગાદીએ આવ્યો; ખોજાઓએ મહમ્મદ વિરુદ્ધ એના કાન ભંભેર્યા. એક દિવસ સફી રત્નજડિત કટાર જોતો હશે ત્યાં એક ખોજો કહે, 'આમાં તો કાંઈ નથી. મહમ્મદ અમીરે શાહઆબાસને હીરાજડિત તલવાર મોકલી હતી એ બહુ મૂલ્યવાન્ છે તે મંગાવીને જુઓ.' મહમ્મદે શાહઆબાસને તલવાર મોકલેલ ખરી, પણ શાહે તે ભંગાવીને તેમાંથી ઘરેણું કરાવી

સફીને મોતીએ જડેલું શાહમૃગના ઇંડા જેવડું નાળિયેર ભેટ
નાખેલ. હવે સફીએ કોષાધ્યક્ષ મહમ્મદ પાસે એ તલવાર માગી. પણ ખજાનામાં હોય તો આપે ને? તલવાર ભેટના ચોપડામાં નોંધાયેલ હતી એટલે સફીને શંકા પડી. ખોજાઓએ આ શંકાને પુષ્ટિ આપવા કહ્યું: 'આ મહમ્મદે કેટલીયે ધર્મશાળા, પૂલ ને બંધ પોતાને ખર્ચે બંધાવ્યાં છે, શહેનશાહને વસવાજોગ ભવ્ય મહેલ પોતા સારુ ચણાવ્યો છે તે બધું ખાઇકી વિના ક્યાંથી બને? ખજાનાનો હિસાબ એની પાસેથી લેવો જોઈએ.' સફીએ મહમ્મદને કહ્યું, કે 'મારે ખજાનાને ચોપડા સાથે મેળવી જોવો છે, તે પંદર દિવસમાં તૈયાર રહેજો' સફીએ જોયું તો ખજાનો બધો બરાબર; તલવારનું શું થયું હતું તે પણ એના જાણવામાં આવ્યું. પછી સફી મહમ્મદનો મહેલ તપાસવા ગયો, ત્યાં એને મહમ્મદે નજીવા મૂલ્યની ભેટ ધરી. પછી સફી ખંડેખંડે ને ઓરડેઓરડે ફર્યો. બધે સાદી જાડી શેતરંજી, ને ઊનના કંબલ પાથર્યા હતા. બીજા અમીરોને ઘેર તો જરીનાં ને રેશમી પથરણાં હોય, એટલે આ જોઈને સફીને નવાઈ લાગી. હવે એક ઓસરીને છેડે બાર હતું તેને ત્રણ મોટાંમોટાં તાળાં હતાં. સફીએ એના ઉપર ધ્યાન ન દીધું, પણ ખોજાએ સફીને તે બતાવ્યું. સફીએ તે ઉઘાડાવવાનો વિચાર કર્યો, ને મહમ્મદને પૂછયું, 'આમાં શું સાચવી મૂકયું છે?' મહમ્મદે ઉત્તર આપ્યો, 'અરે જહાંપનાહ, દુનિયામાં મારી જે કાંઈ મિલ્કત છે તે બધી એમાં છે. આ આખા ઘરમાં આપે જોયું તે બધું આપનું છે, પણ આ કોટડીમાં છે તે બધું મારું છે, અને હું માનવાની ધૃષ્ટતા કરું છું, કે તે આપ કૃપા કરીને મારી પાસેથી કદાપિ નહિ લો.' આથી સફીની જિજ્ઞાસા વધી, ને એણે બાર ઊઘડાવ્યું તો ત્યાં ઘેટાંને ઝાલવાનો આંકડિયો, ભાતની ઝોળી, પાણીનો શીશો, વાંસળી અને ગોવાળિયાનાં લુગડાં ભીંતે લટકાવેલાં હતાં. સફી આ જોઈને થીજી ગયો, અને મહમ્મદે કહ્યું, 'શાહઆબાસે મને ડુંગરામાં બકરાં ચારતાં જોયો ત્યારે મારી પાસે

કર્યું, અને એને ખોલ્યું તો તેમાંથી એક પાઘડી* નીકળી તે ૬૦ ગજ લાંબી હતી, પણ એવી આછી હતી કે હાથમાં હોય તો છે એમ લાગે નહિ. એ લોકો એવું ઝીણું સૂતર કાંતે છે, કે આંખે ભાગ્યે જ કળાય, અથવા તો કરોળિયાના પડ જેવું લાગે.'

ટેવર્નિયર સૂતર વિષે એક કંડિકા લખે છે, અને કહે છે, કે તે બુરહાનપુર અને ગુજરાતમાંથી આવે છે.

---

આટલું જ ધન હતું, અને એણે એમાંથી કાંઈ લઈ લીધું નહિ. આપને પણ મારી વિનંતિ છે, કે આ મારી પાસેથી ન લેવું. આપની એવી ઇચ્છા હોય, તો આ હું ફરી ધારણ કરું ને મારો જૂનો ધંધો પાછો ગ્રહણ કરું.' શાહ સફી આ સાંભળીને પાણી-પાણી થઈ ગયો, અને પોતે પહેરેલો પોશાક ઊતરાવીને તે મહમ્મદને ભેટ આપ્યો. ઇરાનમાં બાદશાહ રૈયતને મોટામાં મોટું માન આપે તે આ હતું.

+ સેલ્બૅંકે કંપનીને તા. ૨૨-૧૧-૧૬૧૭ ને દિવસે લખ્યું, 'આ દેશમાં વેપારની મુખ્ય વસ્તુ બે જ છે, ગળી ને સૂતરાઉ કાપડ; તેમાં સૂતરાઉ કાપડની એવી અદ્‌ભુત અને લગભગ માન્યામાં ન આવે એટલી છત છે, કે દુનિયાના આ આખા ભાગ, એટલે ખ્રીસ્તી રાજ્યો, તુર્કી, ઇરાન, બાર્બરીને જ નહિ, પણ વેસ્ટ ઇંડીઝનેય તે પૂરું પડે છે.'

* થેવેનો લખે છે: 'સાહુકાર એવી ઝીણી પાઘડી પહેરે છે, કે ૨૫-૩૦ ગજનો તોલ દશ તોલાય ન થાય. આ આછું કાપડ બંગાળામાં બને છે, ને બહુ મોંઘું હોય છે; એક પાઘડીના ૨૫ કાઉન બેસે. આથી પણ સાહુકાર હોય તે તેમાં સોનેરી તાર નખાવે છે, પણ એવી પાઘડીના થોડાક તોમાન બેસે છે. એક તોમાન ૪૫ ફ્રેંચ લીવ્રની બરાબર હોય છે.' ફ્રેંચ કાઉન=૪॥ શિ.= ૨ રૂ. લીવ્ર = ૧॥ શિ.

## ૫

## સત્તાશિયો કાળ

ઈ. સ. ના સત્તરમા શતકના બીજા ચરણમાં આપણા ગૂજરાતમાં 'સત્તાશિયો' કાળ પડ્યો, અને અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, રોગચાળા તથા વિગ્રહને કારણે કાપડના ઉદ્યોગને પ્રચંડ ફટકો લાગ્યો.

વાન ટ્વિસ્ટ નામનો વલંદો આ ભયંકર કાળનું વર્ણન કરતાં કહે છે: 'શહેરોમાં અને ગામડાંમાં, ખેતરોમાં અને માર્ગે સંખ્યાબંધ મડદાં પડ્યાં હતાં, એમાંથી એટલો દુર્ગન્ધ આવતો કે રસ્તેથી નીકળવું વસમું થઈ પડ્યું હતું. ઘાસને અભાવે ઢોર શબનો ચારો કરતાં; માણસ મરેલાં ઢોર ખાતાં; કેટલાંક તો કૂતરાઓએ કરડી ખાધેલાં હાડકાં નિરાશામાં ગોતતાં ફરતાં.

'માણસોએ સ્ત્રીઓ તથા બાળકોનો ત્યાગ કર્યો. સ્ત્રીઓએ પોતાને ગુલામ દાખલ વેચી. માતાઓએ પોતાનાં છોકરાંને વેચ્યાં. માબાપથી ત્યજાયેલાં છોકરાંઓએ પોતાને વેચ્યાં. કેટલાંક કુટુમ્બોએ વિષ પીધું અને એમ કરીને સાથે મરણ પામ્યાં; બીજાંએ નદીઓમાં પડતું મૂક્યું. માતાઓ અને બાળકો નદીકાંઠે જઈ એક બીજાનો હાથ ઝાલીને બૂડી મુઆં, એટલે નદીના પ્રવાહ ઉપર મડદાં તર્યાં કરતાં. કેટલાક મરેલાં ઢોરનું માંસ ખાતા; બીજા પોતાનું પેટ ભરવા માણસનાં શબ કાપીને એમાંથી આંતરડાં ખેંચી કાઢતા. અરે, શેરીમાં પડેલાં અને હજી મરી નહિ ગયેલાં માણસોને બીજા ચીરી નાખતા, અને માણસ જીવતાં માણસનો આહાર કરતાં, એટલે શેરીઓમાં પણ અને રસ્તાના પ્રવાસ ઉપર વિશેષ, બીજા એને મારીને ખાઈ જાય એવું જોખમ માણસને માથે ઝઝૂમતું રહેતું.

'માએ પોતાના એકના એક દીકરાને મારીને ખાધો એમ જાણીને *અખ્રિસ્તીનેય દયા આવે. તો પછી પતિએ પત્નીને, પત્નીએ પતિને, બાળકોએ માબાપને ખાધાની વાત સાંભળીને ખ્રિસ્તીને વિશેષ લાગે. ઠેકાણે પાડ્યા વિનાનાં મડદાંથી આખો દેશ છવાઈ ગયો; એની બદબોથી આખું વાતાવરણ ભરાઈ ગયું અને દૂષિત થઈ ગયું. અમદાવાદથી આવતા આપણા કેટલાક વલંદાઓએ જોયું તો કેટલાક માણસ આગ આગળ બેઠા બેઠા હાથપગ શેકતા હતા. . . . સુસુન્ત્રા[?] ગામમાં તો આથીયે દુઃખદાયક સ્થિતિ હતી; ત્યાં તો નરમાંસ ઊભે ચૌટે વેચાતું હતું. ૧૬૩૧માં વરસાદ આશા બંધાય એવો પડ્યો, પણ ત્યાં તો ટીડ તથા ઊંદરે કાચા મોલને બહુ નુકસાન કર્યું, અને પછી મોલ પાકવા ઉપર હતા ત્યાં નિરન્તર મુશળધાર મેહ વર્ષ્યો એટલે ઘણું ધાન્ય ખેતરોમાં નાશ પામ્યું; નદીમાં પૂર આવ્યું તેથી વળી વધારે ધક્કો લાગ્યો; અને દાણાની પીઠ ચડતી જ ગઈ. આમ આખું વર્ષ દુષ્કાળ ચાલ્યો, અને તેને માથે રોગચાળો તથા તાવ ફાટી નીકળ્યાં, એટલે સાજો માણસ ક્વચિત જ જોવામાં આવતો. મરેલાં માણસ શેરીઓમાં પડ્યાં રહેતાં. ઘરોમાં દિવસો સુધી મડદાં પડ્યાં રહેતાં, કેમકે તેને કાઢનાર માણસ પૈસા દેતાં મળતાં નહિ. ચિતા કરવા લાકડાં મળતાં નહિ, અને અદગ્ધ મડદાંને દાટી દેતા અથવા નદીમાં નાખી દેતા.'

---

*ખ્રિસ્તી ધર્મશાસ્ત્રમાં પણ દુષ્કાળને લીધે સ્ત્રીઓએ પોતાના શરીરના ફલસ્વરૂપ વેંત વેંત લાંબાં છોકરાં ખાધાની વાત આવે છે.

જોન વિયન જળમાર્ગે પ્રવાસ કરતો હતો ત્યાં ૭મી ઑક્ટોબર ૧૬૩૦ને દિવસે એણે ગરીબ માણસોથી ભરેલી બે નાની હોડી જોઈ. આ લોકો ખંભાતના હતા, અને ખંભાતમાં તથા મોગલોના બધા મુલકમાં દુષ્કાળ હોવાને કારણે દક્ષિણ જવા નીકળ્યા હતા.

સુરત પેઢીના પ્રધાન વાણોતર રેસ્ટેલે ૩૧મી ડિસેમ્બર ૧૬૩૦ને દિવસે કંપનીને લખ્યું, કે 'ગરીબ કારીગર, વણકર, ધોબી, રંગારા વગેરે ટોળેટોળાં ઘર મૂકીને ભાગ્યા, પણ બીજેય મદદ મળી નહિ એટલે ખેતરોમાં ભૂખે મરી ગયા.'

બિકફૅર્ડે ૮મી જાન્યુઆરી ૧૬૩૧ને દિવસે કંપનીને લખ્યું, 'ખાવાનું ન મળતાં લોકો જેકબના દીકરાઓની ઘોડે સહકુટુમ્બપરિવાર રોજ રોટલાની શોધમાં દેશના બીજા ભાગમાં જાય છે. ગયે વર્ષે મેહ ન પડ્યો એટલે શેરીઓમાં અને રાજમાર્ગો ઉપર થઈને આપણે નીકળીએ ત્યાં માત્ર ખાવાને અભાવે સંખ્યાબંધ ગરીબ માણસો મરતા અને મરેલા પડ્યા હોય. છે, તે આંખે જોયું જાય એમ નથી.'

રેસ્ટેલે ૨૨મી એપ્રિલ ૧૬૩૧ને દિવસે બેંટામવાળા વાણોતરને લખ્યું, કે 'ગૂજરાતના આ ભાગોમાં વિશેષે કરીને જે વણકર, ધોબી અને રંગારા દુષ્કાળના ભયંકર ચક્રથી બચ્યા તે ઘણાખરા જ્યાં છત છે એવા દેશના બીજા ભાગોમાં વીખરાઈ ગયા છે, અને એ ધંધો કરનાર થોડા જ રહ્યા છે અથવા નથી જ રહ્યા, એટલે આપણાથી શું કામ બને ? અને આ ભાગનો વેપારધંધો પ્રથમના જેવો પાછો ચાલવા માંડે ત્યાં તો ભગવાન જાણે કેટલાંય વર્ષ વીતી ગયાં હશે.'

મેથ્વોલ્ડે કંપનીને તા. ૨૯મી ડિસેમ્બર ૧૬૩૪ને દિવસે પત્ર લખ્યું તેમાં કાપડની અછત છે એમ કહ્યું, અને અછતનું કારણ આ પ્રમાણે બતાવ્યું:

'પ્રથમ તો, રૂની અછત અને તેથી મોંઘવારી છે. આનું કારણ એમ છે, કે છેલ્લાં થોડાંક વર્ષ થયાં બધી જાતનાં અનાજના બહુ સારા ભાવ ઊપજે છે, એટલે ખેડૂતો દાણામાં લાભ દેખીને દાણા વાવે છે, કપાસ વાવતા નથી. પહેલાં કપાસ ખપતો એટલો હમણાં ખપતો નથી, કારણ કે બધા પ્રકારના કારીગર ગૂજરાતના રાજ્યમાં કાં તો મરી ખૂટ્યા છે, ને કાં ત્યાંથી બીજા પ્રદેશમાં ભાગી છૂટ્યા છે. કાપડનો વેપાર મંદ છે એનું આ બીજું કારણ છે; અને આ મંદી જાય ને પ્રથમ જેવો જ વેપાર પાછો ચાલે એવી આશા ઘણાં વર્ષ સુધી નહિ રાખી શકાય.'

સત્તાશિયા કાળનો સપાટો એવો આકરો હતો, કે પંદર વર્ષે પણ ગૂજરાત ઊઠીને ઊભું થયું નહોતું. પ્રધાન બ્રેટને કંપનીને ૩જી જાન્યુઆરી ૧૬૪૬ને દિવસે લખ્યું,

'આગ્રાથી આપણે માલ ઉપાડવા મંડ્યા તે વખત કરતાં દેશ[ વડોદરા, ભરૂચ, નવસારી ] વધારે સુખી છે, પણ દુષ્કાળ પૂર્વે કાપડની છત હતી એવી છત આજ નથી ને હજી ઘણાં વર્ષ સુધી નહિ થાય. દુષ્કાળ પહેલાં તો ભરૂચમાં રોજ સાંકડા-મોટા પનાના બાફતાની ૪૦–૫૦ કોડી મળતી, ત્યાં આજ એટલા તાકાયે મેળવવા કઠણ પડે છે.'

યુરોપિયન વેપારીઓના કાગળોમાં આ દુષ્કાળના બીજા ઘણા ઉલ્લેખ મળી આવે છે:

'ગૂજરાત એક રીતે જગતનું નન્દનવન હતું તે હવે જંગલ થઈ ગયું છે' [કેપ્ટન સ્લેઈડનો કંપની ઉપર કાગળ, તા. ૯-૧૨-૧૬૩૧. આ મીરાંબહેનનો કોઈ પૂર્વજ હશે.]

'દુષ્કાળને લીધે રસ્તાઓ ઉપર મરણિયા માણસોનાં ટોળાં હોય છે તેમને પોતાની જિન્દગીની કાંઈ કિમ્મત હોતી નથી અને ખાવાનું મેળવવા ગમે તે ભોગ આપવા તત્પર હોય છે; તથા ગરીબમાં ગરીબ વટેમાર્ગુનેય છોડતા નથી' (રેસ્ટેલ ઇ. નો સુરતથી કંપનીને કાગળ, તા. ૩૧-૧૨-૧૬૩૦).

'અમે સ્વાલીથી નીકળી સુરત શહેર ગયા તો રસ્તા ઉપર ઘણાં મડદાં પડયાં હતાં, અને દાટનાર* કોઇ મળે નહિ એટલે જ્યાં માણુસ મરે ત્યાં જ તે સડે. અને અમે સુરત શહેરમાં આવ્યા, તો જ્યાં પ્રથમ હજારો માણુસ હોય ત્યાં ભાગ્યે જ કોઈ જીવતું માણસ અમે દીઠું. અને મડદાંનો એવો આકરો દુર્ગન્ધ હોય છે, કે સાજા માણસ શહેરમાં આવે તેને એનો ચેપ લાગે છે. શેરીનાં નાકાં આગળ એક ઉપર બીજું એમ ત્રીશ મડદાં પડયાં હોય, ને કોઈ એને ઠેકાણે પાડે નહિ. શેરી ઉપર નીકળવું હોય તો માણુસે ખૂબ દાન કરવાનો નિશ્ચય કરીને નીકળવું જોઇએ, નહિ તો

---

* ઑર્ડુંઝે કંપનીને ૧૩-૪-૧૬૬૦ ને દિવસે લખ્યું, 'સિંધમાં આવો દુષ્કાળ કદાપિ પડ્યો નહોતો, જીવનારા મરેલાને ભાગ્યે જ દાટી શકે છે.' ૧૮૩૭માં અંગ્રેજ સરકારે કાનપુરમાં એક સુધારો દાખલ કર્યો હતો, તે એ કે કાનપુરમાં શેરીઓમાં તથા નદી ઉપર ફરવા અને મડદાં દૂર કરવા એક ખાસ ખાતું રાખ્યું હતું, પણ એ વખતેય બીજે ઠેકાણે તો મડદાં દાટ્યાબાળ્યા વિનાનાં માર્ગની ધારે પડયાં રહેતાં, અને જંગલી જનાવર એનો નિકાલ કરતાં.

એનું ખૂન થઈ જવાનો સંભવ રહે છે, કેમકે ગરીબ માણસો તાણીને કહે છે, કે 'અમને ખાવાનું આપો, નહિ તો અમને મારી નાખો.' અહીંનાં સુન્દર ખેતર ઉપર પૂર ફરી વળ્યાં છે અને પૃથ્વીનાં ફળ આ પાણીથી સાફ ધોવાઈ ગયાં છે. શહેરમાં પાણી એટલું ઊંચું ફરી વળ્યું હતું કે એક ઘેરથી બીજે ઘેર અમે પણ હોડીમાં બેસીને ગયા. કોઈ પણ વિદ્યમાન માણસની સાંભરણમાં આવું બન્યું જાણ્યું નથી" (વલંદા વાણોતરનો સુરતથી કાગળ ૬-૧૨-૧૬૩૧).

૩૧-૧-૧૬૩૨ ને દિવસે રીવે કંપનીને લખ્યું, કે "મછલીપટ્ટણમાં ને એને અડખેપડખે ચોખા તથા બીજાં અનાજની અછતને લીધે ગરીબ માણસ બહુ મરી ગયાં છે, એને લીધે ત્યાં અમારે બે માસની વિશેષ રોકણ થઈ, કેમકે ઘણાખરા વણકર ને ધોબી મરી ગયા છે ને દેશ લગભગ પાયમાલ થઈ ગયો છે; પણ આ વર્ષે પુષ્કળ પાકની આશા રહે છે.'

આ આશા સફળ થઈ નહિ; કેમકે રીડે ૨૩-૧-૧૬૩૨ને દિવસે કંપનીને લખેલા કાગળમાં એવું આવે છે, કે 'મછલી-પટ્ટણમાં દુષ્કાળનો એવો ભયાનક ત્રાસ છે, કે જીવતાં મુઆંને ખાય છે, અને રખેને પોતાને મારીને ખાઈ જાય એવી બીકે લોકો દેશમાં પ્રવાસ કરવાનીયે હિંમત કરતા નથી.'

'બાદશાહનામા' નામના ફારસી ઈતિહાસમાં આ દુષ્કાળનું કાવ્યમય વર્ણન કર્યું છે, પણ તેની પરીક્ષા આવતા અધ્યાયમાં કરશું.

## ६

# હિન્દી ગુલામ

બાદશાહનામામાં લખે છે:

'જીવતર એક રોટલીને ભાવે વેચાતું હતું પણ કોઈ એનો ગ્રાહક મળતો નહિ. પદવી એક પુરીને સાટે મળતી હતી પણ કોઈ તેનો ભાવ પૂછતું નહિ. જે હાથ સદાય દાન કરવામાં જ સમજતો હતો તે હવે ખાવાનું માગવા લંબાતો હતો. જે પગ હમેશા સંતોષને માર્ગે જ પડતા હતા તે કેવળ નિર્વાહની શોધમાં આમ તેમ રખડતા હતા. ઘણો સમય તો બકરાના માંસ સાટે* કૂતરાનું માંસ વેચાતું હતું, અને મડદાંનાં હાડકાંની ભૂકી લોટ ભેગી વેચાતી. . . . અને એવી દશા આવી, કે માણુસ માણુસને ખાવા મંડયાં, અને પુત્રનું માંસ એના પ્રેમ કરતાં વધારે ભાવ્યું. મરવા પડેલાં સંખ્યાબંધ માણુસોથી માર્ગ દુર્ગમ થઈ પડયા, અને જે માણુસની ભયંકર વેદનાનો મૃત્યુથી અંત નહોતો આવ્યો

* ૧૮૩૩માં ગંતુરમાં દુષ્કાળ પડયો હતો તેનું વર્ણન કરતાં કેમ્બેલ લખે છે: 'સવારસાંજ ઘોડા ઉપર બેસીને ફરતાં જે ભયાનક દેખાવ અમારે રોજ જોવા પડે છે એના પ્રમાણમાં કોરીન્થના ઘેરામાં માણુસની તુંબલી કૂતરાઓએ કરડી ખાધાનો વૃત્તાન્ત હળવો લાગે છે. . . . માણુસને કેવું કેવું ખાવું પડે છે તે જોઈને ત્રાસ છૂટે છે. આ ભૂખે મરતા લોકો લાલસા સહિત મરેલાં કૂતરાં તથા ઘોડાં ખાય છે; અને થોડા દિવસ પહેલાં એક અભાગિયો ગધેડો કોટમાંથી બહાર રઝળતો હશે એના ઉપર તેઓ નહારનાં ટોળાંની ઘોડે ત્રુટી પડયા, એનું અંગેઅંગ ફાડી નાખ્યું અને એને ત્યાં ને ત્યાં જ ખાઈ ગયા.'

અને જેનામાં હાલવાચાલવાની શક્તિ હતી તે બધા બીજા દેશોનાં શહેરો તથા ગામડાંમાં ભાગી છૂટચા.'

આ કાવ્યેતિહાસકાર લખે છે, કે 'જીવતર એક રોટલીને ભાવે વેચાતું હતું. પણ કોઈ ગ્રાહક મળતો નહિ.' એની વાત સાચી હોય એમ આપણે ઘણા ઇચ્છીએ, પણ વાસ્તવિક રીતે તો વારંવાર ગ્રાહક મળી રહેતા, અને લોહીનો વેપાર સામાન્ય રીતે ચાલે તે કરતાં દુષ્કાળના સમયમાં વધારે ધમધોકાર ચાલતો. વેનિસનો એક વેપારી સીઝર ફ્રેડરિક ૧૫૬૩ લગભગ ખંભાત આવ્યો હતો તે કહે છે:

"હું ત્યાં હતો તે વખતે તે શહેરમાં ભારે ત્રાસ તથા અછત હતાં, એટલે મેં જોયું તો તે દેશના લોકો પોતાનાં પુત્રપુત્રીઓને ફિરંગી પાસે લઈ જતા હતા અને કહેતા હતા કે 'આને વેચાતાં રાખો.' એક છોકરાના આઠદસ લારીન, એટલે ૧૦ શિ., કે ૧૩ શિ. ૪ પે.ને ભાવે મેં એને વેચાતાં જોયાં છે."

'ગોવળકોંડાના રાજ્યના વર્ણન'માં મેથ્વોલ્ડ કહે છે:

'વિજયનગર રાજ્યના મોટા ભાગમાં એવો આકરો દુષ્કાળ છે, કે માબાપ પોતાનાં હજારો નાનાં છોકરાંને સમુદ્રકાંઠે લઈ આવે છે અને ત્યાં પાંચ ફેનમ (=૨ શિ. ૬ પે.)ને ભાવે એક છોકરું વેચે છે.'

બર્નિયર એના પ્રવાસવર્ણનમાં લખે છે:

'ઔરંગઝેબે હુકમ કર્યો, કે ઇરાનના એલચીને સીમાડે રોકવો, અને એ હિન્દી ગુલામોને લઈ જતો હતો તે બધા એની પાસેથી પડાવી લેવા. એ ગુલામોની સંખ્યા અતિશય મોટી હતી એ ચોક્કસ છે; દુષ્કાળને લીધે તે એને બહુ સોંઘામાં

મળી ગયા હતા, અને એમ પણ કહે છે, કે એના નોકરોએ ઘણાં છોકરાંને ચોરી લીધાં હતાં.'

મેનુચ્ચી કહે છે:

'૧૭૦૨થી ૧૭૦૪ સુધી દક્ષિણ પ્રાન્તમાં મેહ પડ્યો નહિ, પણ તેને ઠેકાણે મરકી ફાટી નીકળી. આ બે વર્ષમાં વીશ લાખ માણસ મરી ગયાં; ભૂખના દુઃખના માર્યા પિતાઓ પા કે અર્ધા રૂપિયામાં પોતાનાં છોકરાં વેચવા તત્પર હતા, અને તો પણ એના ગ્રાહકને અભાવે અન્નભેળા થવા પામ્યા નહિ.'

કંપનીના કાગળપત્રમાં ગુલામના વેપાર સંબંધી તથા દુષ્કાળથી તેને મળતા ઉત્તેજન સંબંધી પાર વિનાના ઉલ્લેખ મળી આવે છે. કંપનીને સુમાત્રાથી તા, ૨૬-૧૦-૧૬૪૬નો લખેલો કાગળ મળ્યો હતો, તેમાં નેગાપટ્ટમથી એક ફિરંગી વહાણ પખવાડીયા પહેલાં આવ્યાના સમાચાર આપ્યા છે, ને વિશેષમાં કહ્યું છે: 'આ નાનકડા વહાણ ઉપર ૪૦૦ ઉપર ગુલામ આવ્યા, તે એવા ભૂખદુઃખિયા હતા, કે તેને કાંઠે લઈ આવ્યા તો તે પેટે ચાલવાને પણ ભાગ્યે જ શક્તિમાન હતા, અને બીજે વખતે તેના માથા દીઠ ૧૦-૧૨ ટેઇલ્સ ઉપજે તેને ઠેકાણે આજ ૫-૬ ટેઇલ મળે છે. તેઓ કહે છે, કે તે ભાગમાં છેલ્લા ૧૩ માસ થયાં સખત દુષ્કાળ છે, અને તે હજી પણ ચાલુ છે, એટલે કોઇ માણસ તેમને માત્ર ખવરાવવા તૈયાર હોય, તો લોકો એના વેચાણ બની જાય છે.'

૧૬૨૨માં કંપનીના જાવાવાળા વાણોતરોએ પુલીકટવાળાને ૧૦-૧૫ પુરુષ ગુલામ મોકલવા લખ્યું: 'તે ૧૬, ૨૦ કે ૨૨ વર્ષના અને મજૂરી કરવાને લાયક શરીરવાળા હોવા જોઇએ.' પુલીકટવાળાએ ૨૬મી જુલાઇએ જવાબ લખ્યો, તેમાં કહે છે:

'ગુલામ તમે માગ્યા તે હમણા અમે કોઇ રીતે પૂરા પાડી શકીએ એમ નથી, . . . કારણ કે અમે રહ્યા પછી જેટલા મળ્યા તેટલા બધા ગુલામ વલંદાઓએ રાખી લીધા છે, અને આપણા વહાણુથી નવીન સમાચાર આવ્યા છે તે પ્રમાણે જેટલા મળે તેટલા લઈ લેવાને તેમને હુકમ મળ્યો છે. તેઓ સ્ત્રીઓ પુરુષો અને છોકરાં મળીને એકંદર ચારપાંચ હજાર ગુલામ ઉપાડવાના છે, અને તેમને સૂચના છે, કે ગુલામખરીદીમાં અડચણ આવતી હોય તો બીજાં કામ છોડીને આ કામ જ કરવું. આ કારણે તેઓ દેશમાં બધે ફરી વળ્યા છે ને માગ્યાં મૂલ આપે છે. અમે અહીં પ્રથમ રહ્યા તે વખતે એવડી ઉમરનો ગુલામ ૪-૫ પેગોડામાં મળતો તે હવે ૧૨-૧૪ ની નીચે મળતો નથી. . . . તેઓનું આ કામ અહીં બધા બહુ નાપસંદ કરે છે, . . . કેમકે તેમની આગળ વેચવા ગુલામ લઈ આવે છે એ ઘણાખરા રાજમાર્ગ ઉપરથી ચોરી લીધેલા અને તેમનાં માબાપ તથા સગાંવહાલાં પાસેથી બળાત્કારે આણેલા હોય છે. આથી એવો ત્રાસ વર્તે છે, કે દેશી લોકો આજ બહુ દિવસથી ગુજરીમાં આવ્યા નથી, એટલે શહેરમાં જરૂરની ચીજવસત પ્રથમ જેટલી છે નહિ. વળી શહેરનાં ઘણાં માણસો માનેલા ભયથી મુક્ત રહેવા સારુ બાયડીછોકરાં સહિત દૂરની જગ્યાઓએ ચાલ્યા ગયા છે.'

પુલીકટવાળા વાણોતરોએ કંપનીને તા, ૨૯-૯-૧૬૨૨ ને દિવસે લખ્યું, કે 'વલંદા જેટલા ગુલામ તેમને મળી શકે એટલા બધા રાખી લે છે, તેમાંના કેટલાક દલાલોએ માબાપ આગળથી ચોરી લીધેલા હોય છે. ગુલામ આણવા સારુ તેઓએ જાકાટ્રાથી પેલીકટ એક મોટું વહાણ મોકલ્યું હતું તેમા

૮૦૦ ગુલામ ભર્યાં હતા. બાંદાના બેટોને સારુ ૩૦,૦૦૦ (ત્રીસ હજાર) ગુલામ ખરીદીને વહાણે ચડાવવાનો તેમને જાકાટ્રાથી હુકમ છે.'

૬ઠ્ઠી નવેમ્બરે તેઓએ જાવા લખ્યું, કે 'ન્યુઝીલંડ વહાણ ઉપર અહીંથી ૪૭૦ ગુલામ ચડ્યા છે અને અહીંથી ટેગ્નાપટ્ટમ(પોલોસેરા?) જઈને તે બીજા ૬૫૦ ગુલામ ત્યાં તૈયાર રાખ્યા છે એને લઈ લેશે, એટલે એકંદર ૧૧૫૦ કે એટલા લગભગ થયા...ચોમાસાની ઋતુમાં તેમાંના આશરે પચીસ ગુલામ, ઘણાંખરાં નાનાં બાળક, બંદરમાં જ મરી ગયા.'

મછલીપટ્ટમ વાણોતરે પ્રધાન રેસ્ટલને તા ૨૯-૪-૧૬૨૩ ને દિવસે સુરત લખ્યું, કે 'ગયે વર્ષે વલંદાઓએ ત્રણ વહાણ ભરીને ઓછામાં ઓછા ૨,૦૦૦ ગુલામ બટેવિયા મોકલ્યા.'

૭

'સત્તાશિયા' આગળ આપણે બહુ રોકાઈ ગયા, પણ બારબાર વર્ષના દુષ્કાળનો ઉલ્લેખ પ્રાચીન ગ્રન્થોમાં આવે છે. અવિભક્ત જૈનસંઘના શ્વેતામ્બર અને દિગમ્બર એવા બે ફાંટા પડ્યા, તે પણ દુષ્કાળસમયની આચારશિથિલતાના ફલસ્વરૂપ છે એમ કહે છે; અને પહેલાં જો દુષ્કાળ આપણે અહીં પ્રસંગોપાત્ત અભ્યાગત જેવો હતો તો ઇંગ્રેજી રાજ્ય થયા પછી તો તેણે સ્થિરવાસ કર્યો છે. આમ સહસ્રાવધિ વર્ષ વીત્યા છતાં દુષ્કાળની ચિકિત્સા હજી હવે આપણે કરવી રહી છે એટલે એમાં ખોટું નથી થયું. હવે આપણું અવલોકન આગળ ચલાવીએ.

તા. ૧૦-૩-૧૬૧૫(૧૬૧૬)ને દિવસે સુરતવાળા વાણોતરોએ કંપનીને લખ્યું:

'સૂતર અહીં ઘણા મોટા જથામાં એક શેરની અઢી માહમુદીથી ચાળીશ માહમુદી ઉપરને ભાવે મળે છે; સાધારણ સૂતર "લાયન" વહાણ ઉપર ખૂબ ચડાવ્યું છે.'

ભરૂચવાળા વાણોતરોએ સુરત પ્રમુખને તા.૨૮-૧૧-૧૬૨૨ ને દિવસે કાગળ લખ્યો હતો, તેમાં કહે છે:

'દલાલો કહે છે, કે ઇંગ્લંડ જોગું વળદાર સૂતર મણ ૨,૦૦૦ શેરના ૭ થી ૨૦ પૈસાને ભાવે તેઓ છ આઠ માસમાં ખરીદી શકશે.'

વળી ૧૯-૧-૧૬૨૩ને દિને તેમણે લખ્યું:

'ભરૂચમાં અમને એક દિવસમાં દશબાર મણ સૂતર મળે છે, અને અમે ધારીએ છીએ કે આટલું સૂતર તો બારે માસ મળ્યા કરે.'

૧૬૨૮માં ભરૂચ અને ખંભાતની ખરીદની સૂતરની ૫૨૫ ગાંસડી કંપનીએ ઇંગ્લંડમાં ખપાવી અને લખ્યું, 'અહીંની બજારમાં સૂતર બહુ થઈ પડવાની બીક નથી, કેમકે હિંદુસ્થાનથી હજી સુધી કોઇ પણ વખતે આવ્યું છે એના કરતાં વધારે ખપી જાય એમ છે. . . . વર્ષે ૬૦૦–૭૦૦ ગાંસડી સૂતર વેચી શકીશું, એટલે એટલું સૂતર મોકલજો' [૯–૩–૧૬૩૦].

કંપનીના માણસો પુષ્કળ સૂતર ઉપાડવા મંડ્યા, તેથી પીઠ એવી આકરી થઈ ગઈ, કે 'વણકરોએ બળવો કર્યો, સંપી જઈને આપણે હાટે બાફતા આણવાનું બંધ કર્યું, અને અમને કહ્યું કે "સૂતર ખરીદ નહિ કરવાનું લખી નહિ આપો, ત્યાં સુધી અમે તમારી હારે વ્યવહાર નહિ રાખીએ"' [પ્રમુખ વાઇલ્ડનો સુંહાળીથી કંપનીને કાગળ, તા. ૧૩–૪–૧૬૩૦].

તા. ૧૩–૧૨–૧૬૨૯ને દિવસે 'ડિસ્કવરી' વહાણ ઇંગ્લંડ જવા નીકળ્યું તે ૧૨૭ ગાંસડી સૂતર લઈ ગયું, અને 'લંડન' વહાણ સુંહાળીથી તા. ૨૮–૧–૧૬૪૦ને દિવસે નીકળ્યું તે 'અમદાવાદમાં સૂતર સૌથી સોંઘું છે ત્યાંથી ખરીદેલી' ૩૦૦ ગાંસડી લઈ ગયું [ સુરત વાણોતરોનો કંપનીને કાગળ, તા. ૯ (?)–૧૨–૧૬૩૯].

તા. ૧૯–૧૧–૧૬૫૯ને દિવસે દક્ષિણવાળા વાણોતરોએ કંપનીને લખ્યું, કે સૂતર સારુ ઉત્તમ જગ્યા કોલ્હાપુર છે.

૧૬૯૯ ને ૧૭૦૮ વચ્ચે સરેરાશ ૧,૩૬,૦૦૦ શેર સૂતર અહીંથી ઈંગ્લંડ ગયું. ૧૭૦૭ માં ૨,૯૯,૬૪૨ શેર સૂતર ગયું, એટલું કદાચ બીજા કોઈ વર્ષમાં નહિ ગયું હોય.

ઓગસ્ટ ૧૬૫૫માં કંપનીએ એના અહીંના વાણોતરોને લખ્યું, ' તમારા તરફથી જે માલ આવે છે તે બધામાં હમણાં કેલિકોની માગ બહુ છે. '

કંપનીએ ૧૬૫૮ થી ૧૬૯૪ સુધી સુરત, મદ્રાસ ને હૂગલી( કલકત્તા )થી સૂતરાઉ તથા રેશમી માલ વર્ષે વર્ષે કેટલો મગાવ્યો એની ટીપ ડૉ. બાલકૃષ્ણે બનાવી છે, તે ઉપરથી નીચલો કોઠો બનાવ્યો છે:

| બંદર | મગાવેલા તાકાની સંખ્યા | |
|---|---|---|
| | બહુમાં બહુ | ઓછામાં ઓછી |
| સુરત | ૧૪,૩૬,૦૦૦ (૧૬૮૨) | ૫૫,૦૦૦ (૧૬૬૪) |
| ફોર્ટ સેઈંટ જ્યોર્જ | ૧૩,૪૨,૦૦૦ ( ,, ) | ૭૨,૦૦૦ (૧૬૫૯–૬૦) |
| હૂગલી | ૭,૧૮,૦૦૦ (૧૬૮૩) | ૮,૦૦૦ (૧૬૫૯) |

૧૬૫૮ ને ૧૬૬૪ વચ્ચે ઉપલે ઠેકાણેથી વર્ષે સરેરાશ નીચે પ્રમાણે કાપડ ઊપડ્યું:

| | | |
|---|---|---|
| સુરત | ૮૪,૫૦૦ | તાકા |
| મદ્રાસ | ૯૮,૦૦૦ | ,, |
| હુગલી | ૧૫,૦૦૦ | ,, |

એટલે આ સપ્તકમાં આખા દેશમાંથી વર્ષે સરેરાશ ૧,૯૭,૦૦૦ થાન ચડ્યાં.

તા. ૨૭–૩–૧૬૬૮ને દિવસે કંપનીના ડિરેક્ટરોએ મુંબઈને ઉદ્દેશીને લખ્યું:

'ત્યાંના લોકો પાસે તેઓ જેવું બનાવી શકે એવું સૂતરાઉ કાપડ તમે બનાવરાવો એમ અમે ઇચ્છીએ છીએ. પ્રથમ ભલે જાડું થાય, પણ ધીરે ધીરે તેઓ વધારે આછું બનાવશે. અને તેમની પાસે રૂ ન હોય તો સ્થળમાર્ગે કે જળમાર્ગે તમારે તેમને પૂરું પાડવું. અમારી પોતાની સત્તા નીચે કંઈક ઉદ્યોગ પ્રવર્ત્તાવવા અમે ઇચ્છીએ છીએ, અને ભારતવાસીઓ કેલિકો બનાવવામાં અત્યન્ત કુશળ છે, તેમજ કેલિકો યુરોપમાં ખપે છે એવો બીજો કોઈ માલ ખપતો નથી.'

૧૬૬૯ ને ૧૬૭૨ વચ્ચે સુરતથી વર્ષે સરેરાશ ૨,૪૭,૦૦૦ તાકા—એટલે ૧૬૫૮–૧૬૬૪ કરતાં ત્રણગણા—ઇંગ્લંડ ચડ્યા.

'તૈયાર [ હિંદી ] રેશમ વાપરવાની બંધી કેમ કરવી ઘટે તેનાં નમ્રભાવે બતાવેલાં કારણો' આ નામનું એક ચોપાનિયું એવાકમાં ઇંગ્લંડમાં બહાર પડ્યું હતું, તેમાં જણાવ્યા પ્રમાણે, 'યુરોપને સારુ માલ કેવી રીતે બનાવવો

તે હિંદીઓને શીખવવા કંપનીએ ૧૬૭૨માં કેટલાક કારીગરોને મોકલ્યા, ત્યારથી હિંદુસ્તાનથી તૈયાર માલ બહુ આવવા મંડયો.'

હિન્દુસ્તાન હારે વેપાર ચાલુ થયો તે પહેલાં ઇંગ્લંડમાં ઊન તથા રેશમનો ઉદ્યોગ ધમધોકાર ચાલતો હતો. 'હિન્દી ઉદ્યોગોથી ઈંગ્લંડને જોખમ' [ઇંગ્લંડ્ઝ્ ડેંજર આાઇ ઇંડિયન મેન્યુફેક્ચર્ઝ] આ નામના ચોપાનિયામાં લખે છેઃ 'અને હવે હિન્દુસ્તાન હારે વેપાર કરવાવાળા આ સજ્જનો આવે છે. તેઓ બધી જાતના આપણા કારીગરોને તથા આપણા નમૂના અને નવી શોધોને હિંદુસ્તાન લઈ જાય છે, અને કોઈ પણ યુરોપિયન પ્રજા કરતાં હિન્દીઓને ઉદ્યોગમાં આગળ પાડે છે.'

સ્ત્રીઓ તથા પુરુષોના પહેરવેશમાં જ નહિ, પણ ઓરડાના તથા પલંગના પડદામાં, જ્યાં જુઓ ત્યાં, ઇંગ્રેજી માલને ઠેકાણે હિન્દી માલ વપરાવા મંડયો, અને ઇંગ્રેજી ઊનના કાપડના બદલામાં જર્મન કાપડ આવતું તે બંધ પડી ગયું. ઇંગ્રેજ સમાજના બધા વર્ગ સામાન્ય રીતે હિન્દી કાપડ પહેરતા થઈ ગયા.

૧૬૮૦-૧૬૮૩ના નીચલા આંકડા ડૉ. બાલકૃષ્ણે આપ્યા છેઃ

| | ઉપડેલા તાકાની સંખ્યા |
|---|---|
| સુરતથી | ૭,૩૭,૦૦૦ |
| મદ્રાસથી | ૯,૪૯,૭૫૦ |
| હૂગલીથી | ૪,૫૫,૨૫૦ |
| એકંદર | ૨૧,૪૧,૦૦૦ |

એટલે ૧૬૮૦ ને ૧૬૮૩ વચ્ચે વર્ષે સરેરાશ ૨૦ લાખથી વધારે થાન ઇંગ્લંડ ચડયાં.

સત્તરમા શતકની નવતિઓમાં કંપનીએ લખેલા કાગળો-માંથી આ અવતરણ લીધાં છે:

'અમે પ્રથમ મગાવ્યો છે તે કરતાં વધારે કેલિકો તમે ખુશીથી મોકલજો; ભાતભાતના છીંટનું પણ એમ જ, . . . કેમકે તે ઊંચા વર્ગની સ્ત્રીઓનો પહેરવેશ થઈ પડયાં છે.'

'આ બજાર સારુ સર્વોત્તમ માલ બધી જાતનું રંગીન તેમજ સાદું સૂતરાઉ કાપડ છે.'

## ૮

## વિલાયતમાં 'સ્વદેશી'

આમ હિન્દી કાપડ મોટા પ્રમાણમાં ઇંગ્લંડ ચડવા મંડયું, તેથી ઇંગ્રેજી ઉદ્યોગોને ધક્કો લાગ્યો, અને ઇંગ્લંડમાં 'સ્વદેશી' પ્રવૃત્તિનો આરંભ થયો.

'હિન્દી ઉદ્યોગોથી ઈંગ્લંડને ભય'ના કર્તાએ લખ્યું, '[હિંદી રેશમી માલ આવવાથી] પરિણામ એ આવે છે, કે શેઠિયા દેવાળું કાઢે છે; ને કારીગર ધંધાને અભાવે ભાગી જાય છે. . . . કેટલાક બાયડીછોકરાં સહિત ઘેર ભૂખે મરે છે. ટોળેટોળાં મહાજન(પેરિશ)નો દીધો દાણો ખાય છે. ઘરો ખાલી થાય છે, ને કેદખાનાં ભરાય છે.'

'ટર્કી કંપનીનાં વિધાનો'ના કર્તાએ કહ્યું, 'ઈસ્ટ ઇંડિયા કંપનીએ રેશમને વળ ચડાવવાવાળા, વણકર તથા રંગારાને હિન્દુસ્તાન મોકલ્યા, અને ત્યાં રેશમનો ઉદ્યોગ સ્થાપ્યો. હિન્દીઓને આ રીતે હુન્નર શીખવ્યો તેથી જ નહિ, પણ તેમનો

બનાવેલો તૈયાર રંગેલો માલ ઇંગ્લંડ આણ્યો, તેથી આ દેશના કારીગરો વર્ણવી ન શકાય એવી રીતે નિર્ધન થાય છે, અને અહીંનાં હજારો કુટુમ્બો પાયમાલ થાય છે.'

૧૬૭૭માં પૅપિલોને ગણત્રી કરી, કે ૧,૫૦,૦૦૦થી ૧,૬૦,૦૦૦ પાઉન્ડની કિમ્મતનું હિંદી કાપડ ઇંગ્લંડમાં આવે છે. એજ વર્ષે લોકસભા (હાઉસ ઑફ કૉમન્ઝ)માં ભાષણ કરતાં બર્ચે કહ્યું, 'એક બીજી વસ્તુ આપણો ધાણ કાઢે છે તે હિન્દી કાપડ. બીજાં બધાં કારણોથી આપણી ઊનના વપરાશને હાનિ થાય છે, તે કરતાં હિન્દી કાપડથી વધારે હાનિ થાય છે. આથી કરીને એક પેનીમાં આખો દિવસ કામ કરનાર ગ્રામ્ય[અખ્રિસ્તી] લોકો સાથેના વેપારને તમે ઉત્તેજન આપો છો, ને ખ્રિસ્તીને મારી નાખો છો . . . . રસોડામાં ભાણાં ઉટકવાવાળી બાઈઓ પણ સાત સમુદ્રપારથી આવેલું ચકચકિત રેશમી કાપડ પહેરવા મંડી છે, તેથી તમે વર્ષે ૧,૮૦,૦૦૦ પાઉન્ડ ભરો છો.'

'બોર્ડ ઑફ ટ્રેડ' સમક્ષ ભાષણ કરતાં પોલેક્સ્ફેને કહ્યું, 'કડવા વેલાને વધતાં વાર નહિ, તેમ હિંદી માલને આપણા દેશમાં એવો માયાળુ સત્કાર મળ્યો, કે મોટા ફૂલફટાકિયાથી માંડીને વાસણ માંજનારી સુધી કોઈએ પોતાનું શરીર શણગારવા હિન્દી માલ જેટલું લાયક બીજું કાંઇ દીઠું નહિ; તેમજ ઓરડા શણગારવા સારૂ હિન્દી પડદા, રજાઈ ઇ. જેટલી બીજા શેનાય ઉપર કોઈની આંખ ઠરી નહિ.'

એ સમયે ઇંગ્લંડનો ઊનનો વેપાર ગંભીર કટાકટીના પ્રસંગમાં હતો. ૧૬૭૧માં અમીરોએ શોક કર્યો, કે 'સ્વદેશીને ઠેકાણે પરદેશી કાપડ પહેરવાથી દેશને ભારે નુકસાન થયું

છે.' 'લોકસભાને બીજી નમ્ર અરજી'ના કર્તાએ લખ્યું, કે 'ઘણા ગરીબ કારીગરો હિન્દી કાપડને લીધે બેકાર અને તેથી કરીને નિર્વાહના સાધનરહિત બનીને રસ્તાઓ ઉપર ને ખેતરોમાં મરેલા મળી આવ્યા છે. આપણા અસંખ્ય માણસો બહુ જ દુઃખી થઈ ગયા છે.'

૧૬૮૦માં આ વિષયે લોકસભામાં ચર્ચા થઈ એમાં ઉચ્ચારાયેલાં વચનોમાંથી કેટલાંક નીચે ટાંક્યાં છેઃ

'હિન્દીઓ દિવસે એક પેનીમાં કામ કરે છે, ને તેમને કાચો માલ પણ સોંઘો મળે છે. કાળે કરીને હિન્દી વેપાર કેટલો વધશે એ ગણત્રી કરતાં ધ્રૂજી જવાય છે, અને એવા નિર્ણય ઉપર અવાય છે, કે તેથી હિન્દુસ્તાનના લોકોને કામ તથા ધન મળશે, અને આપણે ગરીબ બનશું.'

'એ વેપાર અટકાવ્યો નહિ, તો તે આપણા ઘણાખરા ઉદ્યોગોનો નાશ કરશે.'

'ઉદ્યોગ ઉપર નભવાવાળા આપણા રેશમના વણકરો તથા બીજાં આપણાં કારીગરમહાજનનો વિચાર કરો, અને કેટલા હજાર માણસોનો આ ઉદ્યોગ ઉપર આધાર છે તે વિચારો. જો કંપનીને વેપારના આવા ત્રણ હક બીજા મળે, તો પ્રજાના મોટા ભાગનો નિર્વાહ કેમ કરીને થાય? ઘણા અંગ્રેજોના જન્મસિદ્ધ અધિકારનો આ સ્થળે સૂક્ષ્મ વિચાર થાય છે. ઘણા હજારોના જન્મસિદ્ધ અધિકાર ઉપર આ કંપનીએ તરાપ મારી છે તેનો ગંભીર વિચાર કરવો ઘટે છે.'

'હિન્દુસ્તાનમાં બનેલા ને અહીં આણેલા માલની ખપતથી રેશમના વણકરને જ નહિ, પણ આ પ્રજાના ઘણાખરા ઉદ્યોગોનેય નુકસાન છે.'

૧૬૯૬માં 'નગ્ન સત્ય'ના લેખકે ફરિયાદ કરી, કે 'ફેશન ખરેખર એક મોહની માયા જ છે. જેમ માલ વધારે મોંઘો ને અચ્છો તેમ એનો પ્રચાર વધારે. હિન્દી મસ્લિન ૩૦ શિલિંગના વારને ભાવે આવે, અને એટલો ભાવ આપતાં માલ નહિ, પણ માલનો પડછાયો જ મળે.'

'પોતાના ઉદ્યોગો પરત્વે પરસ્પરવિરોધી ઇંગ્લંડ અને હિંદ'ના કર્ત્તાએ લખ્યું, 'આ વેપાર જેવો ભૂંડો વેપાર એકે નથી, કેમકે તેને લીધે, આપણી પાસે સોનુંરૂપું કાંઈ વધારે નથી તે પરદેશ જાય છે, અને જેનો આપણે ઓછામાં ઓછો ખપ છે એવાં રમકડાં, કારીગીરી અને તૈયાર માલ એના બદલામાં આવે છે.'

'વર્ત્તમાન લોકસભાને વિચારવા માટે રજૂ કરેલ હિંદી વેપારનો નફોતોટો' (૧૭૦૦)ના કર્ત્તાએ કહ્યું,

'હવે આપણે ઇંગ્રેજ પ્રજા ઉપર ને વિશેષે કરીને જેના ઉદ્યોગ હિન્દના વિરોધી છે તેમના ઉપર દૃષ્ટિ કરીએ. કેટલી જાતના ઉદ્યોગ આપણે તદ્દન ખોઈ બેઠા તે વિચારીએ, અને આ જગ્યાઓએ ગરીબ લોકો રોજી અને અન્નને સારુ બૂમ મારે છે તેની તપાસ કરીએ, તો જણાશે કે હિન્દી વેપાર જ આ બધા ત્રાસનું મુખ્ય કારણ છે.'

'ઇંગ્લંડનું પંચાંગ'ના લેખકે એક કવિતા રચી હતી, તેનું ભાષાન્તર નીચે પ્રમાણે છે:

'હિન્દીનો બનાવેલો માલ તેઓ વેચાતો લે છે, અને ઇંગ્રેજ પાસે કામ રહેવા દેતા નથી,

'જો વેપાર ને સિક્કા હિન્દુસ્તાન મોકલાય, તો પછી ભાડૂત ભાડાં કેવી રીતે ભરશે?

'ગરીબને કામ મળે નહિ ને તે ચાલતા થાય, તો પછી લોકો કેમ જીવે ને કર ભરે?'

'આ વહાણો પરદેશથી ભરી આવે છે એવો માલ ઇંગ્લંડમાં પ્રથમ કદાપિ જોયો નહોતો.'

પ્રિન્સ બટ્લરે વ્યંગમાં લખ્યું:

'આપણી પાસે પૈસાની છત છે તો પછી, આપણી પોતાની ઊન ઉપર આપણા પોતાના લોકોને કામે લગાડવાને ખાતર, કેટલીક નોકરાણી તથા તેમની શેઠાણીઓ, જેને પછી શું લૂગડું પહેરવું તે સમજાય નહિ, તેને નારાજ કરવા કરતાં તકલાદી હિન્દી માલ સારુ ચારપાંચ લાખ પાઉંડ વર્ષે આપણે ખરચીએ એ વધારે સારું નહિ?'

'ઠામ અજવાળવાવાળીઓને હિન્દી રેશમ, અને બાઈ-સાહેબોને કેલિકો પહેરવા ન મળે, તેના કરતાં એક લાખ ગરીબ માણસોને કામને અભાવે મહાજનને આશરે રહેવું પડે, અને દેશની બધી જમીનના ભાવ ઊતરી જાય એ ઠીક નહિ?'

'હિન્દનું અનાજ આપણા કરતાં બહુ સોંઘું છે, તો તે મગાવીએ એ વધારે સારું નહિ? અને વલંદા વહાણવટી હમેશાં આપણા કરતાં ઘણા સોંઘામાં માલ લઈ જાય છે, તો તેમને કામ આપીએ તો ઠીક નહિ?'

બીજા એક લેખકે 'ઇંગ્રેજોના સોનારૂપાને સાટે આણેલા કરોળિયાનાં જાળાંથી ઇંગ્રેજી પ્રજાને બગાડવા' સારુ કંપનીને ઠપકો આપ્યો, અને ત્રીજાએ 'ઇંગ્રેજી પ્રજાને મોગલના નોકરનો પોશાક[ લિવરી ] પહેરાવવા' સામે વિરોધ બતાવ્યો. ચોથાએ કહ્યું, કે '૨,૫૦,૦૦૦ કારીગરોનું કામ

અને એક વર્ષમાં લાંબી સરસ ઊનના ૧૬ થી ૧૮ હજાર ફીંડલાંનો ઉપયોગ હિન્દી માલની સીધી અસરથી માર્યો જાય છે.'

'આપણા ઉદ્યોગોની પડતી દશા'ના કર્તાએ 'આપણી લગડીઓ દઈને આણેલાં છીંટ, સુંવાળી મસ્લિન અને હિંદી પંખા ઉપર ચીતરેલાં વિચિત્ર દૃશ્યો'ની ઝાટકણી કાઢી. 'ઊનના ઉદ્યોગનું સાચું દર્શન'ના કર્તાએ લખ્યું, કે 'હિન્દનું સૂતર કેલિકો જેટલું જ આપણા ઉદ્યોગોને ઘાતક બનશે.'

હિન્દી વેપારને લીધે વિવિધ ઉદ્યોગોના કારીગર પાયમાલ થઈ ગયા એવી ફરિયાદવાળી અરજીઓનો લોકસભામાં વરસાદ વરસ્યો :

'જે પ્રથમ ગરીબની જરૂરિયાતો પૂરી પાડતા ને તેમને ટકાવી રાખતા તેવા વણાટ તથા વણાટ ઉપર આધાર રાખતા બીજા કેટલાક ઉદ્યોગ હવે આપણામાં નષ્ટ થઈ ગયા છે, એનું મુખ્ય કારણ હિંદથી તૈયાર રેશમી માલ, તથા છીંટ આવે છે તે છે.'

'ઇંગ્લંડનું પંચાંગ'વાળાએ પોતાના ઉદ્યોગોને ટેકો આપવા લોકોને શિખામણ આપી:

'શાળ, દાંતિયો ને રેંટિયો બધાં આ દેશના કલ્યાણને ટકાવી રાખે છે.

'જો તમારું પોતાનું રેશમ ને ઊન વાપરશો, તો તમે તમારો પૈસો, તમારા ગરીબ અને તમારી લગડી બચાવશો.'

'હિંદી કારીગરોને સારુ ઇંગ્રેજી કફન'ના કર્તાએ લખ્યું, 'ફ્રાન્સથી કપડાં આવતાં તેની આપણે હમેશાં ફરિયાદ કરતા,

તો હિન્દથી કપડાં ઢગલામોઢે આવે છે તેથી દરજીઓને બહુ ખોટ જાય છે.'

ડીફોએ લખ્યું:

'લોકોને હિન્દી માલની એટલી લગની લાગી છે, કે પ્રથમ છીંટ ને કેલિકોમાંથી શેતરંજી, રજાઈ, ઇત્યાદિ, તથા નાનાં છોકરાં ને સામાન્ય માણસોનો પોશાક બનતાં, તે હવે આપણી બાઈસાહેબોનો પોશાક બન્યાં. અને રૂઢિનું એવું બળ છે, કે થોડાં વર્ષ પહેલાં જ તેમની દાસીઓ જેને પોતાના બરની ન ગણતી તે હિન્દી શેતરંજીઓ ઉચ્ચ વર્ગના લોકો પહેરતા થઈ ગયા. છીંટ ભોંય ઉપર પડયું રહેતું તે તેમની પીઠ ઉપર ચડયું. જેના ઉપર તે પોતાનો પગ મૂકતા તેમાંથી તેમણે પોતાના ચરણિયા બનાવ્યા. . . . . એટલું જ નહિ, પણ હિંદી કાપડ આપણા શયનાગારમાં ને જ્યાં જુઓ ત્યાં ઘૂસી ગયું; પડદા, ગાદી, ખુરશી ને અંતે પથારીમાં પણ હિંદી કાપડ વિના બીજું કાંઈ ન મળે. અને ટૂંકામાં, સ્ત્રીઓના પોશાક કે ઘરના "ફર્નિચર"ને લગતું લગભગ બધું પ્રથમ ઊન કે રેશમનું બનતું તે હવે હિંદી વેપારથી પૂરું પડવા મંડયું.'

મેકોલે લખે છે:

'રેશમી કાપડ, તથા જેને "બંગાળ" કહેતા, તે શાલની આયાત દેશને શાપ સમાન છે એમ લોકોએ કહ્યું. એવી તકલાદી વસ્તુઓના વધતા જતા શોખને લીધે આપણું સોનુંરૂપું પરદેશ જાય છે, અને સરસ ઇંગ્રેજી કાપડ હાટમાં પડયું પડયું સડી જાય છે: જે વખતે દરેક ઝભો, દરેક પડદો, દરેક પથારી આપણા પોતાનાં ઘેટાંએ આપણી પોતાની

શાળોને પૂરેલી ઊનમાંથી બનતાં તે વખતે આપણી ચરણભૂમિના તથા ઉદ્યોગી શહેરોના લોકો સુખી હતા: એલિઝાબેથના સમયમાં મોટી હવેલીઓની ભીંતને જે પડદા શોભા આપતા તે ક્યાં ગયા ? જેના બાપદાદા ઇંગ્રેજી ઊનમાંથી ઇંગ્રેજ કારીગરોએ બનાવેલા માલ વિના કાંઈ પહેરતા નહિ તે સજ્જન હવે કેલિકોનું ખમીસ ને રેશમી મોજાંની જોડી પહેરે એ કેવી શરમની વાત ? આવી બૂમોને લીધે લોકસભાએ કાયદો કર્યો કે મૃતદેહનું કફન ઊનનું જ કરાવવું, અને કેટલાક આશાવાદી કાપડિયાઓએ ધાર્યું, કે લોકસભા બધા હિન્દી કાપડની આયાત બંધ કરશે અને જીવતાને પણ એવી જ ફરજ પાડશે.'

૯

## ઇંગ્લંડમાં હિન્દી કાપડનો બહિષ્કાર

૧૭૫૭ પછીના ઇંગ્લંડ સાથેના આપણા વેપારની થોડી-ઘણી વીગત પ્રાતઃસ્મરણીય રમેશચંદ્ર દત્તના ગ્રંથોમાંથી મળે છે, એટલે ૧૭૫૭થી આગળ આપણે ચાલવું નથી. ૧૭૫૭ સુધીમાં ઇંગ્લંડમાં આપણા કાપડ ઉપર કેવી કેવી જકાત પડી, ને ત્યાંની બજારમાંથી આપણો પગ કાઢવાના કેવા કેવા પ્રયત્ન થયા તે જોઈને આ લેખમાળાનો આપણે ઉપસંહાર કરીએ.

સોળમા શતકના અન્ત સમયે ઇંગ્લંડમાં આયાતમાત્ર ઉપર ૫ ટકાની જકાત ( ઓલ્ડ સબ્સિડિ ) હતી. ૧૬૬૦માં મસ્લિન અને શણ-કાપડ ( લિનન ) ઉપરની જકાત વધરીને ૭ા ટકા કરી, એટલે આપણા કાપડના એક થાન ઉપર ૯

પેનીથી ૩ શિ. સુધી જકાત ચડતી. છતાં પણ એની સામે ઇંગ્રેજ કારીગર ટકર ઝીલી શકતો નહોતો, એટલે ગયા અધ્યાયમાં આપણે જોયું તેમ હિંદી કાપડની આયાતની વિરુદ્ધ ભારે ખળભળાટ મચ્યો. અને ઇંગ્લંડ સ્વરાજ્ય ભોગવતું હતું, પરદેશીના ખૂટ નીચે છૂંદાતું નહોતું, એટલે એ ખળભળાટને તુરત સફળતા મળી.

૧૬૮૫માં હિંદી કાપડ ઉપર ૧૦ ટકાની વધારાની જકાત પડી, એટલે કુલ જકાત ૧૭ા ટકા થઈ. ૧૬૯૦માં આ વધારાની જકાતને બેવડી કરી (ઓલ્ડ ઇમ્પોસ્ટ), એટલે કુલ જકાત ૨૭ા ટકા થઈ. ૧૬૯૨–૯૩માં વળી જકાતમાં ૫ ટકા વધારો (એડિશનલ ઇમ્પોસ્ટ) થયો, એટલે એકંદર જકાત ૩૨ા ટકા થઈ. ૧૬૯૭–૯૮માં વળી ૫ ટકા (ન્યૂ સબ્સિડિ) વધ્યા, એટલે કુલ જકાત ૩૭ા ટકા થઈ.

૧૭૦૦માં સૂતરાઉ કાપડનાં ૯,૫૧,૧૦૯ થાન અને રેશમી કાપડના ૧,૧૬,૪૫૫ તાકા હિંદથી ઇંગ્લંડ ગયાં, અને જાણે આડો આંક વળ્યો. લંડનના ૩,૦૦૦ રેશમના વણકરોએ ઇસ્ટ ઇંડિયા કંપનીની પેઢી ઉપર હુમલો કર્યો, અને લશ્કરે તેમને વીખેરી નાખ્યા એ વખતે તેઓ કંપનીનો ખજાનો લૂંટવાની અણી ઉપર હતા. રસ્તા ઉપર કોઈ હિંદી કાપડ પહેરીને નીકળે તો એની એવી દુર્દશા થાય, કે હિંદી કાપડ ઇંગ્રેજ દોશીડાના હાટમાં ને હાટમાં જ સડવા મંડ્યું. પાર્લમેંટમાં હિન્દી સૂતરાઉ ને રેશમી કાપડની બંધીનો ખરડો દાખલ થયો હતો તેને મંજૂરી અપાવવા સારુ થઈને ૪–૫,૦૦૦ વણકરની સ્ત્રીઓએ લોકસભાને ઘેરો

ધાર્યો. રણે ચડેલી આ ચંડિકાઓ 'સભાગૃહની ઓસરીમાં ધરી ગઈ, અને એણે ગૃહની અંદર પ્રવેશ કરવા એવી તો ધક્કાધક્કી કરી, કે એને બહાર રાખવી એ મહાકઠણ કામ થઈ પડયું. બારણે તાળાં દઈ દેવાં પડ્યાં: ખરડાના વિરોધી સભ્યો ભયભીત થઈ ગયા, પણ એના પક્ષપાતી સુખેથી બહાર જાય ને અંદર આવે.' આ ભલી બાઈઓને કાયદો જોઈતો હતો તે તેમને મળ્યો, અને ૧૭૦૧ની માઇકલમસથી હિન્દી કાપડમાત્ર પરદેશ પાછું ચડાવાય નહિ ત્યાં સુધી વખારોમાં તાળાકૂંચીએ ભરી મૂકવું; પહેરવેશમાં કે ફર્નિચરમાં કોઈ પણ માણસ હિન્દી કાપડ પહેરે કે વાપરે નહિ, પહેરે વાપરે તો તે કાપડ જપ્ત થાય, અને જેની પાસે હિન્દી કાપડ હોય અથવા જે હિંદી કાપડ વેચે એને ૨૦૦ પાઉંડનો દંડ થાય: આવું ફરમાન પાર્લમેંટે કર્યું.

આ રીતે જેની પૂરી બંધી થઈ તે હિન્દી કાપડની ટીપ નીચે પ્રમાણે છે. આ નામ પણ એનાથી નિર્દિષ્ટ પદાર્થો સાથે આપણા દેશમાંથી લુપ્ત થઈ ગયાં છે, એટલે ઈંગ્રેજી ઉપરથી જેમ આવે એમ લખ્યાં છે:

| | | |
|---|---|---|
| અલાચી | ડોટી, વાદળી | નીલા |
| અલ્લેજાર | ડીસુખસોય | પાલમપુર |
| અતલસ, સોનેરી | એમર્ટી, વાદળી | પેનિયાસ્કો |
| અતલસ, રૂપેરી | ગાજ | ફોટાઇ |
| અચબાની | જિંઘામ | રૂમાલ, સુતરાઉ |
| બન્દાનો | હાથરૂમાલ, છીંટના | રૂમાલ, રેશમી |
| બેજુટાપાટ | „ સૂતરાઉ | સાલમપુર, વાદળી |
| બ્રૉલ | „ રેશમી | સાડી, રેશમી |

| | | |
|---|---|---|
| બહેરામપાટ, વાદળી | હબાશ | સબ્બાકુંડી |
| કેલીકો, વાદળી | હર્બલ | સાટિન |
| કલવાપુર | ખલ્લાગિલ્લી | સેરસક્કર |
| કરાદરી | કિનખાબ | રેશમી કાપડ |
| ચેલ્લો | કિસ્સેરાઈ | સૂસી |
| છીંટ | લાલાગિલ્લી | ગિનિ કાપડ |
| ચકલાઈ | લુંગી હર્બા | ઇંડિયા કાપડ |
| લોંગ ક્લોથ, વાદળી | મુગા સાડી | સક્કોટૂન, વાદળી |
| કૂપી | મુનુ | ટાફ્રાટી |
| કદૃની | નવનબી | તપસીલ |
| કુશ્ટાઈ | નેગાનેપાટ | ટીપાઈ |
| ડમારક | નિક્કાની | બીજી જાત |

એ જ વર્ષે હિંદી કાપડ ઉપર ૧૫ ટકાની નવી જકાત પડી. ૧૭૦૩માં ⅓ સબ્સિડિ (પા. ૧–૧૩–૪) અને ⅔ સબ્સિડિ (પા. ૩–૬–૮) બધા માલ ઉપર, અને ૧૫ ટકાની ખાસ જકાત આપણા ધોળા સૂતરાઉ કાપડ ઉપર પડી.

૧૭૧૦માં છીંટ ઉપર ૧૫ ટકાની નવી જકાત નાખવામાં આવી.

૧૭૧૨ સુધીમાં હિન્દી સૂતરાઉ કાપડ છાપવા તથા રંગવાનો ધંધો ઇંગ્લંડમાં પગભર થઈ ગયો, એટલે ઇંગ્લંડમાં છાપેલા કે રંગેલા કાપડ ઉપર પાર્લ્યમેંટે ૧૭૧૨માં ચોરસ વારે ૩ પેની અને ૧૭૨૪માં ૬ પેની વેરો નાખ્યો.

૧૭૦૦ નો ધારો પૂરો કાર્યસાધક નહિ નીવડ્યો હોય, એટલે ૧૭૨૦ માં બીજો કાયદો કરીને પાર્લ્યમેંટે હિન્દી રેશમી કાપડ અને હિન્દમાં છાપેલ રંગેલ સૂતરાઉ કાપડ પહેરવા

વાપરવાની તદ્દન બંધી કરી, અને પહેરનારને ૫ પાઉંડ તથા વેચનારને ૨૦ પાઉંડનો દંડ કરવાનું ઠરાવ્યું.

૧૭૪૭ માં વળી ૫ ટકા જકાત (એડીશનલ સબ્સિડિ) વધી.

'અંગ્રેજી વેપારની એક યોજના' (૧૭૨૬) નો લેખક કહે છેઃ

"તમે કાયદા તથા પાર્લ્યમેંટના એકટ પ્રમાણે કપડાં પહેરશો કે નહિ એમ હું સન્નારીઓને પૂછું, તો તેઓ મને કહેશે, કે 'શું તમારે અમને મૂર્ખ બનાવવાં છે કે અમને ચિત્રની દશાએ પહોંચાડવાં છે? અમારી મશ્કરી કરવી છે? અમને હિંદી રાણી બનાવવા વિના પાર્લ્યમેંટને કાંઈ ધંધો છે કે નહિ? જે છૂટ પુરુષો ભોગવે છે એ છૂટ અમે માગીએ છીએ, અને પુરુષો પોતાને ગમે તેમ વર્તવાને અને બોલવાંની અપેક્ષા રાખે છે તેમ અમે અમને ગમે તેમ પહેરશું.'"

૧૭૩૫માં 'જેંટલમેન્ઝ મેગઝીન'માં એક કવિતા આવી હતી, તેનું ભાષાન્તર નીચે આપ્યું છેઃ

'હિંદી રેશમી કાપડ તમારા પેટીપટારાની શોભા છે;
'હિંદી શાળો કેવાં સરસ કપડાં પૂરાં પાડે છે;
'તો પણ બ્રિટિશ દેવીઓને હું સલાહ આપું છું, કે
'આ પરદેશી કપડાં દેશી આંખોથી સંતાડી રાખજો;
'રખે ને કામધંધાને અભાવે બડબડતા હરીફ કારીગરો
'રોષમાં ને રોષમાં અતિવાંછિત વસ્તુનો નાશ કરે.'

આપણા કાપડની કેટલીક જાત ઉપર ૧૭૫૭માં સો પાઉંડે ૩૮ પા. ૫ શિ. ૧૧ પે., ૧૮૧૨માં ૭૧$\frac{1}{4}$ ટકા, અને ૧૮૧૩માં સો પાઉંડે ૮૧ પા. ૨ શિ. ૧૧ પે. જકાત હતી.

આવા ભારે દાણને લીધે ઇંગ્રેજ લોકોનો કાપડનો ઉદ્યોગ નીચલા કોઠામાં બતાવ્યા પ્રમાણે વધતો ચાલ્યો:

| | ઇંગ્લંડમાં રૂની આયાત | ઇંગ્લંડમાંથી સૂતરાઉ કાપડની નીકાસ |
|---|---|---|
| ૧૬૯૭ | ૧૯,૭૬,૩૫૯ શેર | ૫,૯૧૫ પા. |
| ૧૭૫૧ | ૨૯,૭૬,૬૧૦ ,, | ૪૫,૯૮૬ પા. |

૧૬૯૧માં આપણા સૂતરાઉ કાપડના ૨,૪૭,૨૧૪ તાકા ઇંગ્લંડ ગયા હતા. ૧૭૨૦ ને ૧૭૫૦ વચ્ચે આથી પાંચગણા એટલે લગભગ બાર લાખ તાકા સરેરાશ ગયા. ૧૭૧૯માં બહુમાં બહુ, એટલે વીશ લાખ ઉપર થાન ગયાં. રેશમી કાપડનાં બહુમાં બહુ, ૧,૨૭,૦૭૩ થાન ૧૭૩૨માં ગયાં.

તે પછી આપણું કાપડ ઇંગ્લંડ જતું ધીરે ધીરે બંધ પડી ગયું, ને ઊલટું ઇંગ્લંડનું કાપડ આપણા દેશમાં આવવા મંડયું, એની વીગત જોવા ઇચ્છે તેમને દત્તનો આર્થિક ઇતિહાસ વાંચવા વિનંતિ છે.

## વિકથામાં રેંટિયો

સંવત્ ૧૮૧૦ ના આશ્વિન માસમાં એટલે આજથી આશરે ૧૭૨ વર્ષ પૂર્વે પાલણપુરના જૈન ઉપાશ્રયમાં એક સાધુ વખાણ(વ્યાખ્યાન) વાંચતા હશે ત્યાં એણે જોયું, કે શ્રાવિકાઓનું ધ્યાન વ્યાખ્યાનમાં નથી ને તે તો અંદર અંદર વિકથા( ધર્મ-સ્થાનમાં ન કરવી ઘટે એવી સાંસારિક વાતો ) કરે છે. તે ઉપરથી એણે એક સજઝાય( ઉપદેશનું પદ, સ્વાધ્યાય ઉપરથી, મૂળ પુરુષ છતાં છેડે 'ય' 'ઈ' જેવો લાગવાથી લોકોએ સ્ત્રી માન્યો ) રચી, તેમાં પ્રથમ સ્ત્રીઓ અંદર અંદર કેવી વાતો કરતી હતી એનું સવિસ્તર વર્ણન કરીને અંતે એમ વાતો ન કરવાની અને વ્યાખ્યાન સાંભળવાની શીખામણ દીધીઃ—

વળી કહે છે ગુરુજી, સુણો શ્રાવિકા, કથલો કાંઇ ન કીજે,
શ્રુતવાણી મન શુદ્ધે સુણતાં, સઘળાં કારજ સીઝે.

કેવી કેવી વાતો ચાલે એની આશરે ૪૦ કડી છે, તેમાંથી આખી બે કડી રેંટિયાને લગતી નીચે ઉતારી છે, તે ઉપરથી એ દિવસોમાં રેંટિયાને પ્રજાજીવનમાં કેટલું સ્થાન હતું એ જણાઈ આવે છેઃ—

એક કહે મારે રેંટિયાનો ત્રાકલડો ત્રટકાણો,
એક કહે, મુજ માળ જ કાચી, કિશું નહિ કંતાણો,
એક કહે ઉપાશરે આવ્યાં, કહો કિશું કોઇ આલે?
બે કોકડી કાંતું જો, બાઈ, ઘરમાં શાક જ ચાલે.

# બ્રહ્મસૂત્રની નવી વ્યાખ્યા

કદમ્બરાયપટ્ટીમાં શ્રીયુત અરવમુથુ નાઇડુને એની દાદીએ એક વાત કહી તે નીચે ઉતારી છેઃ

બ્રહ્માને ઘેર એક કન્યા અવતરી, અને એની જન્મકુંડલી જોતાં લાગ્યું, કે બાઇને પરણ્યા પછી તરત જ વૈધવ્યયોગ છે, પણ બ્રહ્માએ આ વાત કોઇને ન કરી અને યોગ્ય સમયે દીકરીના વિવાહ કર્યા. બાઈને સ્વામી પરણ્યાં થોડુંક થયું ત્યાં મરણ પામ્યો, એટલે તે પિતા પાસે આવી અને પોતાના વરને સજીવન કરવા બ્રહ્માને વીનવવા મંડી. બ્રહ્માને ભારે ધર્મસંકટ આવી પડ્યું. પોતાની પુત્રીના વરને સજીવન કરે તો પછી જગતમાં વિધવા થાય તે સર્વના વરનેય જીવાડવા પડે, એ કેમ બને? અને દીકરી ઉપર દયા આણે ને બીજાને ભાવ ન પૂછે તો પોતે પક્ષપાતીમાં ખપે. એટલે જમાઇને સજીવન કરવાને બદલે એણે બાઈને એક રેંટિયો આપ્યો અને તેને કાંતવાનું કામ ચિંધ્યું. બાઈ કાંતવા મંડી. કાંતવાનું બહુ કઠણ લાગે. ત્રાગડો વારે વારે ત્રુટે અને બાઈ ધીરજ રાખીને સાંધે. ચકર ભારે થઈ જાય, એને તેલ લગાડે. તરાક ઠરડાય એને વળી પાંશરી કરે. સાંડી કપાય ત્યાં એને થીગડું દે. એમ કરતાં કરતાં બાઈને હાથ બેઠો; ઝીણું, એકધારું, મજબુત સૂતર આવવા મંડ્યું. રેંટિયાને બાઈને રંગ લાગ્યો. એનું જીવતર શૂન્યવત્ થઈ ગયું હતું તે જાણે પાછું પૂર્ણ થયું. પતિના દેહાંતને શોક તે તરી ગઈ, અને પતિની સ્મૃતિ તે કેવળ સુખસ્મૃતિરૂપ બની ગઈ. આમ આયુષ્ય પૂરું કરીને તે આનન્દધામને પામી. બાઈએ કાંતેલ સૂતરે એને મુક્તિનું દ્વાર ઉઘાડી દીધું તે દિવસથી તેનું બ્રહ્મસૂત્ર નામ પડ્યું.

## ऋते कर्तनान्न मोक्षः ।

જ્ઞાન વિના મોક્ષ નહિ, એવો શંકરાચાર્યનો સિદ્ધાન્ત હતો, ત્યાં જ્ઞાન એટલે સારુંનરસું, સાચું ખોટું પારખવું એટલું જ નહિ, પણ વ્યવહારમાંય સત્ય આચરવું, અસત્ય વર્જવું.

य: क्रियावान् स पण्डित: ।

એ જ પ્રમાણે ગાંધીજીનો સિદ્ધાન્ત છે, જે કાંત્યા વિના મોક્ષ નથી. આ સ્થળે કાંતવું. એટલે જનતારૂપ ભગવાનની સેવા કરવી, અને એ સેવાયજ્ઞમાં પોતાની શક્તિમાત્રની, દેહની પણ આહુતિ આપવી, તથા રેંટિયો એટલે પરોપકાર, પરદુઃખ-ભંજનની પ્રતિમા.

આમ રેંટિયા અને મોક્ષ વચ્ચે સંબંધ ગાંધીજીએ પ્રથમ જ જોડયો છે, એટલે સિદ્ધાન્તસાગર નામે એક જૈન ગ્રન્થમાં મોક્ષગામી આત્માને આવે એવાં ચૌદ સ્વપ્નમાં 'ચોથે સ્વપ્ને પંચરંગી સૂતર ઊકેલતો થકો જાગે તો તે જ ભવે મોક્ષે જાય,' આવા પણ એક સ્વપ્નનું વર્ણન જોઈને લખનારને આશ્ચર્ય થયું. બીજાં કેટલાંક સ્વપ્ન તો ભારે છે: ઘોડે ને હાથીએ બેસવું, હીરા મોતી માણેકના ઢગલા ઉપર ચડવું, માથે ઘીના ઘડા લઈ જવા, કમલિનીમય સરોવરમાં ઊતરવું, લવણસમુદ્રમાં તરવું, વિમાનમાં પ્રવેશ

કરવો, ઇ. ઇ. આવા મહાજનમંડળમાં સૂતરને પણ સ્થાન છે, તે ઉપરથી રેંટિયો પ્રાચીન સમયમાં આપણા દેશમાં કેટલી અગત્યની ભૂમિકાએ વર્તતો હતો એ સહજ જણાઈ આવે છે.

પંડિત બેચરદાસે ઉપલા અવતરણનો મૂળ આધાર ભગવતીસૂત્ર [ શતક ૧૬, ઉદ્દેશ ૬, સૂત્ર ૫૮૦ )માંથી ગોતી આપ્યો છે:

इत्थी वा पुरिसे वा सुविणंते एगं महं किण्हसुत्तगं वा जाव० सुक्किल्लसुत्तगं वा पासमाणे पासति उग्गोवेमाणे उग्गोवेइ उग्गोवितमिति अप्पाणं मन्नति तक्खणामेव बुज्झति तेणेव भवग्गहणेणं सिज्झति जाव सव्वदुक्खाणमंतं करेति ।

( स्त्री वा पुरुषो वा स्वप्नान्ते एकं महत् कृष्णसूत्रकं वा यावत् शुक्लसूत्रकं वा पश्यन् पश्यति उद्गोपयन् उद्गोपयति उद्गोपितमिति आत्मानं मन्यते तत्क्षणमेव बुध्यति तेनव भवग्रहणेन सिध्यति यावत् सर्वदुःखानामन्तं करोति । )

## પરિશિષ્ટ

### બર્ન્સ કૃત

# બેસી તથા તેનો રેંટિયો

સ્કોટ્લંડના રાષ્ટ્રકવિ બર્ન્સની આ કવિતામાં ગ્રામ્ય-જીવનની સરળતા, સંતોષ, પ્રકૃતિયોગ, શાંતિ અને સુખનું અમર ચિત્ર અંકાયેલું છે:

O leeze me on my spinnin wheel,
O leeze me on my rock and reel;
Frae tap to toe that cleeds me bien,
And haps me fiel and warm at e'en! 4
I'll set me down and sing and spin,
While laigh descends the simmer sun,
Blest wi' content and milk and meal--
O leeze me on my spinnin wheel. 8

On ilka hand the burnies trot,
And meet below my theekit cot;
The scented brik and hawthorn white
Across the pool their arms unite, 12
Alike to screen the birdies' nest,
And little fishes' caller rest:
The sun blinks kindly in the biel',
Where blythe I turn my spinnin wheel. 16

On lofty aiks the cushats wail,
And echo cons the doolfu' tale;
The lintwhites in the hazel braes,
Delighted, rival ither's lays: 20
The craik amang the claver hay,
The paitrick whirrin o'er the ley,
The swallow jinkin round my shiel,
Amuse me at my spinnin wheel. 24

Wi' sma' to sell, and less to buy,
Aboon distress, below envy,
O, wha wad leave this humble state,
For a' the pride of a' the great? 28
Amid their flarin, idle toys,
Amid their cumbrous, dinsome joys,
Can they the peace and pleasure feel
Of Bessy at her spinnin wheel? 32

1. I am proud of or happy in my spinning wheel.

2. *Rock*, distaff, the staff for holding a bunch of wool etc., from which the thread is drawn in spinning by hand. *Reel*, frame with radial arms, a kind of spool turning on an axis on which yarn etc. are wound, फाळको.

3. *Frae*, from. *Tap*, top. *Cleeds*, clothes. *Bien*, comfortably.

4. *Haps*, wraps. *Fiel*, soft, smooth.

6. *Laigh*, low. *Simmer*, summer.

7. *Wi'*, with.

9. *Ilka*, each. *Burnies*, streams.

10. *Theekit*, thatched.

11. *Birk*, the birch.

14. *Caller*, fresh.

15. *Blinks*, looks smilingly. *Biel'*, habitation.

17. *Aiks*, oaks. *Cushats*, woodpigeons.

18. *Doolfu'*, doleful.

19. *Lintwhites*, linnets. *Brae*, the slope of a hill.

20. *Ither*, other.

21. *Craik*, landrails. *Amang*, among. *Claver*, clover.

22. *Paitrick*, partridges. *Whirrin*, whirring. *Ley*, lea, meadow.

23. *Jinkin*, dodging. *Shiel*, hut.

25. *Sma'*, small.

26. *Aboon*, above.

27. *Wha*, who. *Wad*, would.

28. *A'*, all.

29. *Flarin*, flaring.

30. *Dinsome*, noisy.

# આ લેખકની અન્ય કૃતિ

**ગોરક્ષાકલ્પતરુ** . . સાઇઝ ક્રાઉન સોળ પેજી પૃ. ૧૨૮+૮. મૂલ્ય ૪ાા આના. સં. ૧૯૮૪. ગાંધીજી પ્રસ્તાવનામાં લખે છે: '. . . સૂક્ષ્મ અભ્યાસનું ફળ છે. ગોરક્ષા કરવાના ખરા ને વ્યવહારુ ઉપાય કયા છે ને તેનો અમલ કેમ કરી શકાય તે આ પુસ્તક ધ્યાનપૂર્વક વાંચનાર સહેજે સમજી શકે તેમ છે.'

**કથાકુસુમાઞ્જલિ** . . . . સાઇઝ ક્રાઉન સોળ પેજી પૃ ૧૫૦+૧૦. મૂલ્ય ૫ આના. સં. ૧૯૮૬ ગાંધીજી પ્રસ્તાવનામાં લખે છે: '. . . કેવળ લોકસંગ્રહની દૃષ્ટિએ લખાયા છે. . . . સત્સંગ ઇચ્છનારને સારુ બહુ ઉપયોગી છે.'

**રાજકથા** . . . . સાઇઝ ક્રાઉન સોળ પેજી પૃ. ૫૬+૮. મૂલ્ય બે આના. સં. ૧૯૮૭. ગાંધીજી પ્રસ્તાવનામાં લખે છે: 'રાજાનો શો ધર્મ છે, સુરાજા કોણ, કુરાજા કોણ, . . . . રાજા કેમ નીમાતા, કેમ પદભ્રષ્ટ થતા વગેરેનું દિગ્દર્શન આ . . . માં થાય છે.'

**ગોરક્ષાકલ્પતરુ** (હિન્દી) . . . . સાઇઝ ક્રાઉન સોળ પેજી પૃ. ૧૪૪+૮. મૂલ્ય છ આના. સં. ૧૯૮૫. ગાંધીજી પ્રસ્તાવનામાં લખે છે: 'પ્રત્યેક ગોસેવકે મનન કરવા યોગ્ય છે.'

**ગોરક્ષાકલ્પતરુ** (કાનડી) . . . સાઇઝ ક્રાઉન સોળ પેજી પૃ. ૯૬. પ્રકાશક–પ્રાણિદયાજ્ઞાનપ્રસારક સંઘ, દાવણગિરિ (માઇસોર રાજ્ય). સને ૧૯૨૭.

**પ્રજાદ્રોહી રાજા વેણુ** (હિન્દી) પૃ. ૨૪. મૂલ્ય બે પૈસા. પ્રકાશક–મહાવીરપ્રસાદ પોદ્દાર, ૧૩૨–૧ હેરિસન રોડ, કલકત્તા. સં. ૧૯૮૬.

**Satyagraha in South Africa.** . . . સાઇઝ ડેમી આઠ પેજી પૃ. ૫૧૨. મૂલ્ય સાડા ચાર રૂપિયા. ગાંધીજીના ગુજરાતી ગ્રન્થનો અનુવાદ, સને ૧૯૨૮. ગાંધીજી પ્રસ્તાવનામાં લખે છે: 'I can assure the reader, that the spirit of the original in Gujarati has been very faithfully kept by the translator.'